આ જ લેખકનાં બીજાં પુસ્તકો

વિ શ્વ શાં તિ

એક ખંડકાવ્ય

ગં ગો ત્રી

કાવ્યસંગ્રહ

સા પ ના ભા રા

સામાજિક એકાંકી નાટકો

*　　*

હવે પછી

મૅ ક્સિ મ ગૉ ર્કી

એક પરિચય



# શ્રાવણી મેળો

[ વાસુકિની વાર્તાઓ ]

ઉમાશંકર જોષી



વોરા એન્ડ કાં. પબ્લીશર્સ લી.
૮, રાઉંડ બીલ્ડીંગ, કાલબાદેવી,
મુંબઈ

શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકને

પ્રિયજન, સહજો અર્ચના આટલી શી.

# નિવેદન

વાસુકિ ઉપનામથી પ્રગટ થયેલી વાર્તાઓ તે નીચે સહી કરનારની છે એટલુંજ નિવેદિત કરવાનું તો છે. છૂટક કાવ્યો અને એકાંકી નાટકો પોતાના જ નામે પ્રગટ થતાં હતાં એટલે વળી વાર્તાઓ પણ એ રીતે પ્રસિદ્ધ થાય તો રખેને કોઈને એમ થાય કે ક્યાં બધા જ સાહિત્યપ્રકારોમાં માથું મારવા જાય છે, એવી કલ્પિત આશંકાથી ઉછીનું ઉપનામ મેળવીને કામ ચલાવ્યું હતું.

એક વર્ષે અમારે ટૂંકી વાર્તાઓ પણ ભણવાની હતી. ત્યારથી એને માટે શોખ વધ્યો. ૧૯૩૩માં પૂનામાં પ્રો. ત્રિવેદી સાહેબ કોઈવાર પ્રેમથી ટોકતા કે કંઈજ કરતો નથી, વાતો જ કર્યા કરું છું. પણ એમને શી ખબર કે એ ટોકણીને પ્રતાપે હું વાતો લખતો થઈ ગયો હોઈશ? અને મને પણ શી ખબર કે એ વાર્તાઓ વિષે એક એમ. એ. ના વિદ્યાર્થી સાથે ઉત્સાહથી વાતો કરતો એમને હાથે જ એ પ્રગટ થવાની હશે? ભાઈશ્રી મનહરલાલ વોરા શિક્ષણ પૂરૂં કરીને પુસ્તક-પ્રકાશનને પણ એક ઉમદા પ્રવૃત્તિ ગણીને અપનાવશે એવો એ વખતે મને ખ્યાલ પણ ન હતો. જેમ કદાચ એમને પણ ખ્યાલ નહિ હોય કે માત્ર મોટીમોટી વાતોમાંથી કોઈ વખતે સંગ્રહ કરી શકાય એટલી વાર્તાઓ હું તૈયાર કરીશ.

વાર્તા લખવાની શરૂઆત કરી તે સાહિત્યનાં જુદાં જુદાં રૂપોમાં અખતરા કરવાના શોખ ખાતર જ. જુદી જુદી વાર્તાઓમાં પણ બનતા સુધી આયોજન કે નિરૂપણની બાબતમાં પ્રયોગો કરવાની ટેવ ચાલુ રાખેલી.

કથાવસ્તુ, અલબત, કલ્પિત છે. વાતાવરણ મુંબઈ અમદાવાદ અને ગામડાંનું છે. અને તે લખનારને સમજાયું તેવું અને તેટલું સાચું છે.

કોઈ કોઈ ઠેકાણે વાર્તાઓ સીધી સ્વાનુભવપ્રેરિત હોય એમ કોઈને લાગવા સંભવ છે. સ્વાનુભવને સર્વાનુભવની કોટિએ ન પહોંચાડીએ ત્યાં સુધી એ કલાવસ્તુ ભાગ્યેજ બની શકે, એ અને એવાં સુલભ સત્યો અત્રે રજુ કરવાને બદલે વાર્તા લખ્યાથી થયેલા સ્વાનુભવો કહેવા એ જ વધારે રમૂજી થઈ પડશે. દાખલા તરીકે, 'ઈનામી વાર્તા' એક ઈનામી હરિફાઈની જાહેરખબર વાંચીને એમાં ભાગ લેવાની ઈચ્છા ન હોવા છતાં મોજ ખાતર ઉપજાવી કાઢેલી. એક અત્યંત મોટા વિદ્વાન નિર્ણાયક હતા. પાછળથી ઈનામની લાલચે વાર્તા હરિફાઈમાં આપી હતી. પણ ઈનામ મળ્યું હતું નહિ. એ સારું જ થયું. કેમકે એથી તો ઈનામી વાર્તાના વાંચકોના આશ્વાસન ખાતર અત્યારે કહેવાની તક મળે છે કે વાર્તાના નાયક કિશોરના જેવું નસીબ વાર્તાકારોને વાર્તામાં જ હોય છે. 'વાચેલા' એક મિત્રના સ્વાનુભવની કથા પરથી યોજેલી, છતાં એક બીજા મિત્ર પાસેથી જાણવા મળ્યું કે એમના એક મિત્રને પણ (બંને વ્યક્તિઓ એક હોવાનો સંભવ ન હતો) બરોબર એવો જ અનુભવ થયેલો.

વાર્તાકલા વિષેનો અભ્યાસ આમુખ તરીકે મૂકવો હતો. પણ એ કરતાં બની શકે તો એક વાર્તા જ શામાટે ન લખવી એમ કરીને એ વિચાર પડતો મૂક્યો.

વાર્તાઓ મુખ્યત્વે '૩૫–'૩૬માં લખાયેલી છે.

વસંતપંચમી, ૧૯૯૩. **ઉમાશંકર જેઠાલાલ જોષી.**

# વાર્તાસૂચી

‘ ધન્ય ધરાર માટી જગતે ધન્ય જીવેર મેલા. ’

( ધન્ય ધરાની માટી, ને ધન્ય જગતમાં જીવોનો મેળો. )

# પગલીનો પાડનાર

**શાંતારામને** જિંદગીમાં કશું અણમાણ્યું રહ્યું ન હતું. કરકરિયાવર બાપદાદાની વટ પ્રમાણે કર્યાં હતા ને ઘરબારણું ઊજળું રાખ્યું હતું. પાંચ પૂછાતા માણસમાં એમના બોલનું હમેશાં વજન પડતું. છેલ્લા સિહસ્થવરસમાં, રહી ગયેલી તે, બદ્રીકેદારની યાત્રા પણ પતાવી લીધી હતી. છતાં કોઈએ એમને 'હવે તો ભગવાન મોત મોકલે તો સારું' એમ બોલતા કદી સાંભળ્યા ન હતા. એમના હૃદયમાં કોઈ પ્રબળ ઇચ્છા પ્રવર્તી રહી જતી જે મોતને ઉંબરો ઓળંગીને અંદર આવવા દેતી ન હતી.

પોતાની પાંચે દીકરીઓને એમણે સારે ઠેકાણે 'નાંખી' હતી. પછવાડિયો, સૌથી નાનો, પાંચ બહેનો વચ્ચે ખોટનો એકનો એક ભાઈ કિસન, એ ય સારા ઘરની વહુ પામ્યો હતો. કિસનની લીલી વાડી જોઈ આંખ ઠારવાની આશાએ શાંતારામ ડોસા બુઢાપાનો ઢસરડો કરતા હતા. શાંતારામને પૂરાં પાંસઠ થઈ ગયાં પણ એમને દાદા કહી મૂછો ખેંચતો, કાલુંકાલું બોલતો,

લાકડી પડાવી લઈને ઘોડો કરી દોડી જતો, પૌત્ર દેખવા ન મળ્યો.

પૌત્રીઓ બે હતી. બહુ જ મીઠી હતી. શાંતારામને પણ શરૂઆતમાં એવી લાગતી. પણ પાછળથી એમને કોણ જાણે કશો રસ ન રહ્યો. ત્રીજું બાળક પણ પહેલાં બેની જ જાતનું જોઈને તો એમને કિસનનાં બાળકે માટે રીતસર કંટાળો જ આવવા માંડ્યો. સુખમાં ગયેલી આખી જિંદગી પર શોકની છારી ફરી વળવા લાગી. શાંતારામની દીકરીઓ–જે જીવતી હતી તે–ને કે કિસનને પોતાને કુળદીપકની તાલાવેલી ન હતી એટલી ડોસાને હતી. ઊલટું એ લોકો અધીરપ નહોતાં બતાવતાં એથી ડોસાને ચીડ ચડતી. ધીમે ધીમે ડોસાનો જીવનઉલ્લાસ સાવ ઓસરી ગયો, ઉમંગભેર ચાર માણસ વચ્ચે વાતોના તડાકા ચલાવતા એ ય બંધ થઈ ગયું; ને મૃત્યુ માટે બીજી બધી તૈયારી પૂરી થઈ જવા છતાં પૌત્ર જોવાની તીવ્ર વાસનાને લીધે મૃત્યુ કડવુંવખ થઈ પડ્યું.

ડોસાની ઉંમર વધતી ગઈ તેમ નિરાશા પણ વધતી ચાલી. ચોથું ને પાંચમું બાળક પણ અણગમતું જ હતું. ચોથી વારની દીકરી નસીબદાર તે કળજગનું પાણી સુદ્ધાં ચાખ્યાં વગર ચાલતી થઈ. હવેનું બાળક તે દીકરો હશે એમ શાંતા-રામને શ્રદ્ધા હતી. 'અમારા વંશમાં એમ જ બનતું આવ્યું છે!' કહીને તે વંશાવળી ઉખેળતા. ખરી વાત તો એ હતી કે માત્ર એમને ત્યાં જ પાંચ દીકરી કેડે કિસન અવતર્યો હતો. બાકી એમના વંશાવળીના જ્ઞાન પ્રમાણે પણ પહેલાં ચાર પેઢી ઉપર અને બીજું સાત પેઢી ઉપર એ પ્રમાણે બન્યું હતું. છતાં આશા અમર છે કહીને કોઈ ડોસાની વાતમાં અણ-વિશ્વાસ બતાવતું નહિ.

શાંતારામને કોઈ કોઈ વાર થઈ આવતું કે પોતે ભર-સુખમાં હતા ત્યારે જિંદગીનો અંત આવ્યો હોત તો કેવું સારૂં ? અત્યારે આમ ભવિષ્યની મૂંઝવણથી પીડાવાનું તો ન રહેત. અત્યારે તો જાણે આખી ઉંમરની ઊઠવેઠ એળે ગઈ એમ એમને લાગતું હતું. છોડીઓ છે તે તો કાલ ઊઠીને પારકાંનાં ઘર સંભાળશે. આ ઘરબાર ને સાહ્યબીનું તો કિસન પછી કોઈ જ નહિ ને ?

પડોશીને ત્યાં લીલાલહેર હતી. પડોશીએ કદી શાંતારામની છૂપી ગ્લાનિથી હરખાઈને ડોસાને ગુસ્સાનું કારણ આપ્યું ન હતું. પણ મારી લાચારીથી એ રાજી થાય છે એમ માની લઈને શાંતારામ ઘણી વાર ધુંધવાઈ જતા ને ન બોલવાનું બોલી પણ બેસતા: 'મારી પૂંજી તમારે ખાવી છે, તમારે!' અને બહુ કોપાયમાન થઈ જાય ત્યારે, 'મારા કિસનને કહીશ કે તારી પછવાડે ઘરમાં તણખો મૂકતો આવજે, પછવાડે!' પોતાના બોલવામાંથી એકાદ શબ્દને ભારપૂર્વક છેવાડે લાવીને દાંતના કચકચાટ સાથે વાક્ય પૂરૂં કરવાની આખરના દિવસોમાં એમને ટેવ પડી ગઈ હતી. ન હોય ત્યાંથી દુઃખી થવાનું કારણ એમને મળી આવતું. એમાં પડોશીના છોકરાની પાંચ દીકરા વચ્ચે ખોટની, 'જોઈતી' એવું લાડકું નામ પામેલી દીકરી કોકવાર નમતા બપોરે અજબ મધુરા કંઠે ગાઈ બેસતી કે

લીંપ્યું ને ગુંપ્યું મારૂં આંગણું
પગલીનો પાડનાર દ્યો ને......

ત્યારે ડોસા એકદમ ખિજાઈ જતા અને રડી પણ પડતા. જોઈતી એની મેળે ગાયે જતી :

ધોયો ધફોયો મારો સાળુલો
ખોળાનો ખૂંદનાર દ્યો ને.....

શાંતારામ એક વાર તો એટલા ધુંવાંકુંવાં થઈ ગયા કે એમણે અડધું ગામ સાંભળે એવી બૂમ પાડી: જો, આ ધોયકાણું દેખ્યું છે, ધોયકાણું?' પણ જોઈતી એનું નિર્દોષ ગાણું ઓછું બંધ કરવાની હતી? કંટાળીને શાંતારામ એમના ખાટલા પર પરશાળમાં બેઠાબેઠા મનશું ગણગણતા: 'શું સમજે છે એ કાળમુખી? કાંઈ મારા કિસનને વાંઝિયા-મેણું આછું છે? દીકરીએ દીવો રહેશે, દીકરીએ!'

કિસનની વહુને બાળક અવતર્યું ત્યારે રાત પડી ગઈ હતી. કોઈએ પડોશમાંથી થાળી વગાડી ને આખા ફળિયામાં વધાઈ ફેલાઈ ગઈ કે શાંતારામને ત્યાં દીકરો આવ્યો. 'લે બાપ, જોઈતી!' કહીને ડોસા દોડી આવતી જોઈતીને, તાકડે પોતાના હાથમાં હતી તે, સોનાની સાંકળીમાં ગૂંથેલી રુદ્રાક્ષની માળા આપવા જતા હતા તેવામાં અંદરથી એમની મોટી દીકરી ગોમતી બહાર આવી અને ખિજાઈને બરાડી ઊઠી: 'કોઈ રાંડે થાળી પીટી એ?'... અને પછીનાં એનાં લાખ-લાખનાં અકેકાં વેણ તે તો ન સંભાર્યાં જ સારાં. શાંતારા-મનો હાથ થંભી ગયો. હૃદય પણ થંભી ગયું કે શું એવી ક્ષણભર ભ્રાંતિ થઈ. જોઈતી ડઘાઈ જઈને દોટ મૂકીને નાઠી.

ત્યાર પછી શાંતારામની સ્થિતિ વધુ કથળી. વિધાતાએ ડોસાનું મોત બગાડવાની જ પેરવી કરી હોય એમ લાગતું હતું. હવે તો ડોસાના બોલવામાં પણ ધડો રહેતો નહિ. કિસનની વહુને સીધેસીધું સુણાવતા: 'કભારજા, વંઠ્યાં તારાં વેતર!' રસ્તે જતું કોઈ સાંભળતું તો કાનમાં આંગળી નાખી દેતું. કોઈ ડોસાને કદી છેડે કે 'કાકા, વંશવેલાનો અમરપટો લખાવવો એ તે ઓછી આપણ માણસના હાથની વાત છે?' તો શાંતારામ એને સામેથી ચોંપતા: 'હા, હા. હું બધું ય

જાણું છું. મેં કાંઈ ઓછા શિયાળા ઉનાળા જોયા નથી! પેલા ગોરધનને ત્યાં ૭૭ છોકરીઓ પછી દીકરો ક્યાંથી ઉતરી આવ્યો? ભૂરી ઠાકરડીની સાથે અદલાબદલી કરી હતી એ જ કે બીજો? મારી પાસે તે શીદને બધું બોલાવો છો? એના ડીલનો રંગ જુઓ, કાળો શાહી જેવો. અને મોઢાની મોકળાશ જુઓ! ગોરધનનાં એકકે એંધાણ છે? ક્યાં બધું અત્યારે મારી કને ઉખેળાવો છો? અમારે એવું નથી કરવું એટલે જ તમારા જેવાને અમારી નાનમ ભણી આંગળી ચીંધવાનું મન થાય છે ને? થાય ભાઈ, થાય!'

ડોસાની તબિયત લથડતી ગઈ. ઉંમર પણ હવે ઓછી થઈ ન હતી. પણ એ તો કહેતા કે: 'અમારામાં કાચાં મરણ થયાં જ નથી.' અને દવાદારૂ લેવાને બદલે 'અમારે અમારી જુની વૈદીયાશાહી દવા ભલી!' કહી ભૂવાજતિને બોલાવતા. અને પોતાની બિમારીને મસે કિસનની વહુને દીકરો અવતરે એ માટે ભૂવાઓને અને જતિઓને કાકલુદીપૂર્વક વીનવણી કરતા.

ધીમે ધીમે શાંતારામના જીવનનો અંત પાસે ને પાસે આવવા લાગ્યો. કોઈ ભલી લાગણીનો ભૂવો કે જતિ એમને માટે કંઈ કરવા જતો તો એ બોલી ઊઠતા: 'મને તો શું થયું છે? હું એમ કાંઈ ઓછો મરવાનો છું. મારા કિસનનું રૂડું જોયા વિના? એની વહુનું કાંઈ કરો, વહુનું!'

પણ ધીમે ધીમે શાંતારામને પણ મનમાં વસી ગયું કે પોતાને ખરેખર કુળદીપકનું મોં જોયા વગર જ ચાલ્યા જવું પડશે. અને આંખો મીંચાઈ જાય એવાં સર્વનાશનાં ચિત્રો એમની દષ્ટિસમક્ષ તરવરવા લાગ્યાં. કિસનની પછી આ બધું

પરંપરાનું ઘરબાર, પાઈપૈસો, વગેરે ફનાફાતિયાં થઈ જશે, અને એ એવું થઈ જશે એનું ચિત્ર જોવા પોતાને જીવવું પડશે, એ વિચારે એમના મોતની બધી મઝા બગાડી દીધી. એના કરતાં તો કિસને ન હોત, હું ય ન હોત, બાપદાદા ય ન હોત તો સારૂં એમ એમના મનમાં ઘોળાવા લાગ્યું. ભૂતકાળ સાથે સંકળાયેલાને પોતાની જોડે સારું ભવિષ્ય ગંદાય એવી વૃત્તિ જાગે છે એનો શાંતારામનું મન પૂરાવો બની રહ્યું.

નાથુભૂવો ડોસાના કાનમાં એના જાડા હોઠ વચ્ચેથી ગણગણતો: 'જીવી જાઓ, રામજી, ને કનૈયાકુંવરનું મોઢું ભાળીને કળજગનાં સો પૂરાં કરો! નાથુની ફૂંક હજી લગણ તો માતમજી મારી માએ પાછી ઠેલી નથી.'

પણ શાંતારામની મનોદશા બધી બાજુથી પીલાતી હતી: હવે જો કોઈ આવીને કહેશે કે કિસનને દીકરી આવી તો ગાંડા થઈ જવાશે એમ એમને—અર્ધા ગાંડા હતા એ સ્થિતિમાં પણ—દહેશત લાગતી હતી. એમના મનમાં જેટલી તીવ્ર વેદના હતી તેટલી બીજા કોઈનામાં ન હતી એટલું જ નહિ; પણ એમની વેદના સમજવા પૂરતી પણ ઓછામાં સૂઝ હશે. પણ એમ તો દુનિયામાં ઘણા યે માણસોની ઘણી યે વેદનાઓ અણબૂઝી ને અણપંપાળી શમી જાય છે.

નાથુભૂવાએ એક દિવસે ડોસાના કાનમાં મઝાનો ફફડાટ રેડ્યો:

'આઠમો જાય છે, રામજી! મહિનો જીવી જાઓ, તો તમારૂં મોત સધરશે; બીજું શું? માજીએ મને શમણું દીધું કે મારી ડાંગ તમારા કનૈયાએ સંતાડી દીધી!'

શાંતારામ અરધું સંભળાય, અરધું ન સંભળાય એમ લવ્યા: 'એ કનૈયો સ્તો! ક્યાં જસોદાનો પેટનો જણ્યો

હતો ? દુનિયા તો કે'દાડાની સૌની આંખોમાં ધૂળ નાખતી આવી છે, ધૂળ.' નાથુભૂવાએ એક પયગંબરને છાજે એમ ભવાં-ઊંચાં કરીને પોતાના મનશું જ કહ્યું : 'એવું હતું તો ડોસા, પહેલેથી બોલતાં શું થતું હતું ? અત્યાર પહેલાં તો ત્રણવાર જોગવી દીધું હોત તો !' અને આ ટાંકણે બાજી હવે હાથમાં ન હોય એમ હથેલી વડે એણે કપાળ લૂછ્યું.

કિસનની વહુને દિવસ પૂરા થતા આવતા હતા ને બીજી બાજુ ડોસાની તબિયત સાવ બગડતી જતી હતી. ખબર જોવા આવનારું ડોસાની સુખભરી જુવાની ને જિંદગીભરની સાહ્યબી વિશે વાતો કરી, 'એક કિસનનું સારું જોવા ન મળ્યું' એટલો અમથો આડઇસારો કરતું. બીજાંને શું ખબર પડે કે શાંતારામના મનમાં છૂપી શી વેદના હતી ? પોતાની અંદરથી ઉદ્ભવેલો પ્રાણપ્રવાહ થોડેક જઈને થંભી જતો જોવો એ મરતી વખતે કેવું વ્યથાકર છે એ સ્વાનુભવ વગર બીજાંને શી રીતે સમજાય ?

ડોસાને ભોંય પર ઉતારે એવી સ્થિતિ હતી. સૌ સ્તબ્ધ થઈને બેઠાં હતાં. ત્યાં અંદરના ઓરડામાંથી કોઈ આવીને ટોળામાંથી ચાર અનુભવી બાઈઓને અંદર બોલાવી ગયું. કોઈકે ગણગણ્યું : 'કેમ, કિસનની વહુને ઠીક નથી ?'

શાંતારામના હાથની નાડી ઝાલીને વૈદ્ય બેઠા હતા. 'ખસી' એમ નાડીપારખુ બોલે છે ત્યાં એક બાઈએ આવીને વધાઈ આપી : 'રામજી, કિસનની વહુને દીકરો આવ્યો !'

કોઈ કહે છે કે એ વખતે નાડી પળવાર છટકીને ઠેકાણે આવી અને શાંતારામના હોઠમાંથી અર્ધસ્ફુટ શબ્દો આવ્યા

કે 'શીદ ને મારી, મરતી વખતે, દુખિયારાની મશ્કરી કરો છો ?'

પણ અર્ધશોક અને અર્ધઉલ્લાસના એ વાતાવરણમાં નીચેની ટીકાઓ તો ઘણાંએ સાંભળી હશે :

'લ્યો, આ આટલું સુખ કમી હતું તે ય. ડોસા પામીને મૂઆ !' કોકનો અવાજ આવ્યો. બીજું કોઈ બોલ્યું : 'ડોસાએ ખોળિયું બદલ્યું, મારા ભાઈ! આગલા ખંડમાંથી અંદરના ખંડમાં ગયા એટલું !'

# હીલ્લી

**ગામની** દખણાદિ બાજુએ એક જીર્ણ થઈ ગયેલું મંદિર હતું. એના ઓટલા પાસે દૂરને સ્ટેશને જનારાં ઉતારુ સવારે રાહ જોતાં જોતાં ઊભાં રહેતાં. મોટર સાંજે સ્ટેશનથી નવા ઉતારુઓને લઈને પાછી આવતી અને આ ઓટલા પાસે થોડુંક થોભીને આગળ એક મોટે ગામ રાતવાસા માટે ચાલી જતી. આ મંદિરને ઓટલેથી મોટરવાળાને ઘણાં ઉતારુ મળ્યાં હશે. અને દેશપરદેશથી આવતાં માણસો સ્ટેશનથી મોટરમાં બેસીને આ મંદિર પાસે આવીને ગાડી થંભાવવાનું કહેતાં ત્યારે હાંકનારાને નવાઈ થતી અને એમાંથી ધીમેધીમે એને એવી ટેવ પડી ગઈ કે ઉતારુ હોય કે ન હોય પણ આ મંદિર પાસે ગાડી ઘડીક થંભાવ્યા વગર તે આગળ જતો નહિ.

પણ ખરી વાત તો એ છે કે મોટરને મથકે જતાં ને આવતાં, સવારે ને સાંજે એક ઉતારુ તો દેખાતું જ. ઓટલાને અઢેલીને એક નાની છોકરી મોટરને વખતે ઊભી જ હોય. એ કદીય મોટરમાં બેસતી નહિ એ ખરું, પણ કોઈ ગૂઢ

વફાદારીથી સવારસાંજ ત્યાં મોટરની વાટ જોતી ઊભી રહેતી. મોટર આવતી હોય તો એનો અવાજ બહુ છેટેથી પણ, કોઈ પણ બેસારુ કરતાં, પહેલો એને સંભળાતો. નીચે ઊભી રહી ઓટલા પર લમણું ટેકવી કાન માંડીને તે કંઈક સાંભળી લેતી અને એનાથી નાચી જવાતું. ' એ આવી ! ' ' એ આવી !'

' બેટા હીલ્લી ઈધર આવ. ' એક વખતે એ આમ નાચતી હતી ત્યાં મંદિરના જીર્ણ બારણામાંથી એક ભભૂતિ લગાવેલ સાઠેક વરસની જીર્ણ વ્યક્તિનો સહેજ થથરતો પણ મીઠાશભર્યો સાદ આવ્યો.

' ક્યૂં બાવાજી ! ' કરતીક હીલ્લી મંદિરમાં દોડી ગઈ.

' દેખ, વો જામ્બુ તૂને કિધર રખ્ખે હૈ ? ઉસકો દે દે. ' એમણે પાસે ઊભેલા એક નવા પોષાકવાળા જુવાન તરફ આંગળી કરી જાંબુ લઈ આવવા હીલ્લીને ઈસારો કર્યો. તીરની માફક એ લઈ આવવા દોડી.

' પણ બાવાજી, મુંબાઈમાં બહુ જ જામ્બુ મિલતા હૈ ' પેલા મુંબાઈ જનાર જુવાને નમસ્કાર કરીને કહ્યું.

' મુંબઈ મેં મિલેસે. મેં જાનું સું. લેકિન તેરા ભાઈકી લડકીકો અંબાજીકા જામ્બુ બહુત પસંદ સે. આયા સમજમેં ?'

' હા જી. અંબાજીએ તો છોકરી આપી છે. નહિ તો ક્યાં હતી ? એણે સામે અંબાજીની મૂર્તિને પ્રણામ કર્યા. એટલામાં હીલ્લીએ આવીને એક તાજા લીલાં ખાખરાનાં પાંદડાંનો પડીઓ એના હાથમાં મૂક્યો અને એ ચાલતો થયો. મુંબાઈ જનારી એ ત્રણ બાઈઓએ અંબામાને પગે લાગી દુરથી બાવાજીને પ્રણામ કર્યા. બાવાજીએ પણ બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યા :

'સબકા ભલા હો।'

'બાવાજી, હિલ્લીને સાચવજો!' હીલ્લી તો ક્યારની બહાર મોટરને મથકે પહોંચી ગઈ હતી. બીજી બાઈ બોલી:

'બાવાજી, હિલ્લીને રખડવા દેશો મા! હમણાંની તો આ મોટર પણ છોકરાંના કાળ જેવી આવતી થઈ છે!'

'રામ રખનેવાલા હૈ!' ધૂણીમાંથી ચીપીઆ વતી એક રાતોતાતો અંગારો ચલમ પર મૂકતાં બાવાજીએ ઉદ્‌ગાર કાઢ્યો. 'રામ રખનેવાલા હૈ!......આયા સમજમેં?'

જતાં જતાં એક બાઈ બોલી: 'બિચારી મા વગરની છે. પણ છે કેવી પોયણી જેવી!'

'તુમ સબ ઉસકી મા હિ સો ને!'

'હા. જી!'

અને ફરી પ્રણામ કરીને બહાર મોટરના અવાજનો અણસારો આવવાથી ઝટપટ તેઓ ચાલ્યાં ગયાં.

'અગર તો...તુમકો ક્યૂં કહેના?...મેં હિ મા સું... આયા સમજમેં?' કોઈ સાંભળનાર હતું નહિ છતાં એમણે હમેશની ટેવ પ્રમાણે અને ફરીવાર મનને ઠસાવ્યું. 'મેં હિ મા સું......આયા સમજમેં?'

પણ હીલ્લી કોઈવાર પૂછતી કે 'મારી બા ક્યાં છે?' તો બાવાજી વિચિત્ર જ ઉત્તર આપતા:

'હીલ્લી, તેરેકો મા સે હિ નહિ...અગર તું હિ તેરી મા સે!...આયા સમજમેં?'

અને ગામનું કોઈ ધૂણી પાસે બેઠું હોય તો બાવાજીના આવા બોલ પર ખડખડાટ હસી પડતું.

પણ હીલ્લીના જન્મ અને મૃત્યુ વચ્ચે ગાળો પાડી આપવાનું કામ બાવાજીએ જ કર્યું હતું. ઠેઠ નાનપણથી એમણે

એને કોઈ સંસારીની માયા વડે પાળીપોષી મોટી કરી હતી. ધાવણી હતી ત્યારથી ગામ લોકોએ એને બાવાજીના ખોળામાં દીઠી હતી.

બાવાજીએ મંદિરમાં બાળક સારુ એક બકરી બાંધી હતી, અને એને માટે ઘાસપાલો પણ પંડે જ લઈ આવતા. બકરી ધોળી બરફ જેવી હતી અને બપોરની વખતે બાવાજીની પાટ નીચે જઈ લોચો થઈને પડી રહેતી ત્યારે મંદિરમાં પ્રવેશ કરનારનું પ્રથમ પહેલું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નહિ. પોચા સુંવાળા આરસના ઢગલામાંથી એની કદી કદી ખૂલતી અધ-ખૂલતી ઝીણી ચળકતી શાંત આંખોને લીધે કે પછી કોઈ પણ કારણથી બાવાજીએ એનું નામ એક વખત હીરલી પાડી દીધું. એનું દૂધ પી પીને બાળકી ઊછરી અને એના બેંએં-એંના પડઘા પાડતી પાડતી બોલતાં શીખી. એની કાલી બોલીમાં હીરલીને, એના બેંએંએંમાં જે પાછળથી ધ્રૂજારી સંભળાતી એવી ધ્રૂજારીથી–હી-લ્-લ્-લ્-લી કહીને બોલાવતી. બાળકીને મોટી કરીને બકરી મરી ગઈ અને બાવાજીએ બીજી બકરી બાંધી નહિ. ગામમાંથી અવારનવાર દૂધ માગી લાવતા અને કોકવાર લોટની પાતળી રાબ કરીને ચલાવતા. બકરીના ચાલ્યા ગયા પછી પણ બારણે જઈને નાની બાળકી તો પહેલાંની જેમ 'હીલ્લી !' 'હીલ્લી !' બૂમ પાડતી અને 'ઓ ! ઈ લ્ લ્ લ્ લ્ લી' એમ બૂમો પાડીને પવનમાં એક જાતની કંપારી પ્રગટાવતી.

બાવાજીએ એનું જ નામ હીલ્લી રાખ્યું અને ગામનું લોક પણ એને બકરી બોલાવતાં સાંભળીને હીલ્લી કે ઇલ્લી કહેતું અને 'હીલ્લી, બેંએંએં' કરી ચીડવતું. ગામમાંથી ઘણાનું ખોટનું એકનું એક બાળક મરી જતું ને બીજાં પણ

ઘણાં બાળકો આ મોટેરાંની દુનિયામાંથી ઘણી ઘણી સંભાળ છતાં ચાલ્યાં જતાં. પણ આ નમાયું નબામું બાળક માત્ર બાવાજીની સંભાળથી જીવવા પામ્યું. એને જીવાડવામાં સક્રિય ફાળો આપતી વખતે ગામ લોકોએ તટસ્થતા જાળવી. પણ એક વાર એ જીવવા પામ્યું એટલે બાવાજીની સાથે એનું પણ પોષણ કર્યા વિના એમને છૂટકો ન હતો. કોઈ વાર એકાદ શ્રદ્ધાળુ બાઈ પોતાનું બાળક જીવે એવી બાવાજીની દુવા મેળવી જતી અને હીલ્લીને નાનકડી પચરંગી ઓઢણી ઓઢાડી જતી. ને ધીમે ધીમે પોતાનાં નાનાં બાળકો કે ભવિષ્યનાં બાળકો માટે બાવાજીના આશીર્વાદ ફળે છે એવી માન્યતા—હીલ્લી જીવી, ઊછરી, રમતી થઈ એટલા માત્રથી એના લાભમાં સો ગામ લોકોમાં ફેલાઈ ગઈ. ઘણી વાર તો કોઈ હીલ્લી માટે કશું લાવે તો બાવાજી સ્વીકારતા નહિ અને ઊલટું સામેથી હીલ્લી માટે પોતે વીણી આણેલાં રાયણ, બોર કે એવો કંઈ મેવો એની આગળ ધરતા. અને ધીમેથી બોલતા: 'સબકા ભલા હો ! આયા સમજમેં ?'

શિયાળામાં વહેલી વહેલી રાત પડે ત્યારે બાવાજી ધૂણીમાં દેવતાનો નાનો ભડકો કરી ખૂણામાં હીલ્લીને સુવાડી દઈ વારે ઘડીએ બારણા તરફ જોતા આસન પર બેસી રહેતા. ત્યાં કામ પરથી છૂટીને ઘેર વાળુ કરી પરવારી, જગો સુતાર લીંકડાંની એક મોટી ગાંઠ લઈને આવી પહોંચતો. કદી કદીક તો સુથારી કામ કરતાં નકામાં પડેલાં છોડિયાં વગેરે ઉપાડી લાવતો અને એટલાથી રાતે મોડા લગી અંજીઠું ધખ્યા કરતું. ગામમાંથી બે જુવાન પાટીદાર રવજી ને બાદર પણ ઘણી વાર બાવાજી પાસે આવતા અને બીજા ભ્રમથા આવતા જતા લોકો ચાલ્યા ગયા પછી પણ લાંબી વાર સુધી બેસતા.

એમાં બાદર લોકોના મત પ્રમાણે સહેજ તીખો ગણાતો, પણ ગમે તે રીતે બાવાજી સાથે એને સારી બેસતી આવી ગઈ હતી. કોઈ વખત બાદર ઊંચો ચડી જાય તો જગો સુતાર એને વાળી લેતો અને બાવાજી સાથે તો એને સારાસારી એટલે એમને પણ બરોબર સમજાવતો કે 'બાદર બોલે છે ભલે, બાકી એના મનમાં કાંઈ ન મળે!'

એક વાર રાતે બધા વાતે ચડ્યા હતા. અંજીઠામાં એક ખોઘું ભડભડ બળતું હતું. બધાનાં કપાળ પર સોનાના જાણે લેપ થતા હતા. પાસે ખૂણામાં પડી પડી હીલ્લી પવનને લીધે ફરફરતી ભડકાની ઝાળો તરફ નાનકડી જીભ કાઢીને તાકી રહી હતી. જગો સુતાર ચલમ તૈયાર કરતાં બોલ્યોઃ

'તું કહે છે બાદર, પણ એમાં બાવાજી શું કરે?'

'કેમ શું કરે?' રવજીએ બાદરનો પક્ષ લીધો.

'નહીં, નહીં. તુમ બોલો તબ. મેં કયા કરું? આસીરવાદકી મેં ચોરી નહીં કર સકતા. કભી નહીં કર સકતા. તુમ કુછ ભી બોલો...આયા સમજમેં?' અને જગા સુતારે ચલમ આપી એટલે બાવાજીએ એક દમ ખેંચ્યો. તેરે જૈસી કડક સે' કહી ચલમ બાદરને આપી.

રવજી બોલ્યોઃ 'બાવાજીના આશીર્વાદથી, તમે જુઓ તો, આખા ગામમાં એકે ઘર પારણા વતું રહ્યું નથી.'

'એ તે ખુશી થવાની વાત કે...?'

જગા સુતારને પૂરું બોલવા દીધા વિના વચ્ચેથી બાદર બોલ્યોઃ 'તો ગામ છોકરાંથી ખૂશી થાય છે તો ગામને પાદર આ શેર લોચ્યાની ચિંતા બાવાજીને શિર શેની હોય?' એણે હીલ્લી ભણી માથાનો ઈસારો કર્યો.

'વો તો ઠીક સે. મેરા કામ મેં કર સકુ સું...લેકિન, જબ મેં મસાનમેં રહેતા થા તબ તુમ લોગ કહેતે થે કિ મેરે વહાં રહેનેસે ગામલોગ બહુત મરે સે, ઔર યહાં રહેનેસે ફિર બોલો સો કિ બહુત જનમે સે. મેં ક્યા કરું ? મેં તો આસીરવાદ સબકો દિયે જાઉં સું.' અને ઊંચાં ચડી ગયેલાં ધોળાં ભવાંને એમણે મોકળાશથી મૂળ ઠેકાણે આવવા દીધાં.

'ના, ના. મરતાં'તાં તો કેટલાં હવે ? કોઈ પાકું પાન ખરી જતું એ જ. બાકી આ બે વરસમાં – હીલ્લી ઉગરી ગયા પછી – માણસ જન્મ્યાં છે અલકનાં !' આદરને બાવાજી આગળ ખુલ્લે મને બોલવાની છૂટ હતી.

"વો તો કિસકો માલૂમ ? મરનેવાલે મસાનમેં આતે થે, તો મેરેકો પતા ભી થા. લેકિન જનમ પાનેવાલે સબ યે અંબાજીકે મંદિરમેં આતે નહીં, તો મેં કેસે જાન સકું ? અગર મંદિરકી અંદર જાકે ભીતરસે બારીમેસે બચ્ચાકો બહાર દે દે–અંબામૈયાકી કિરપા સમજકે–તો હમકો કુછ ખ્યાલ રહ જાય......આયા સમજમેં ?'

બધા ખડખડ હસી પડ્યા. 'એમાં શું સમજવાનું હતું ?' 'ગાંડા છે બાવાજી !' કહી આવી વાતોને સૌ હસી નાખતું.

પણ એક દિવસ આદરે હઠ પકડી. 'ગમે તેમ પણ બાવાજી, તમે આ હીલ્લીની પાછળ કોઈ વાણિયા બ્રાહ્મણની આબરુ ઢાંકી છે. કોઈ રાંડીરાંડનું છોકરું કોઈ આપણા મંદિરને ઓટલે મૂકી ગયું હશે. કાં તો તમને ખબર છે ને તમે કહેતા નથી.'

બાવાજીએ આંખો ઝીણી કરી દઈ આંખોના કાન તરફના ખૂણા પર સ્મિતની કરચલીઓ ગોઠવી, દાઢી પંપાળતાં

પંપાળતાં કહ્યું: ' કોઈ પટલણ નાતરીને ચાલી જતી બચ્ચાકો ફિકર રખ ગઈ ઐસા ભી બન સકે સે ના ?'

બાદરને આવો જવાબ પસંદ ન પડ્યો અને ફરીથી એણે કે મંડળના કોઈએ એ વિષે પ્રશ્ન કર્યો નહિ. કોકવાર ચિડાઈને તેઓમાંથી કોઈ એટલું કદી બબડી દેતું કે ' સાઠ વરસે બાવાજી સંસારીઓની આટલી ફિકર શા સારુ કરતા હશે ?' અને બાવાજી કોક વાર જવાબ દેતા : ' એક બચ્ચા સુખી, તો સબ બચ્ચા સુખી; સબકા ભલા હો ! આયા સમજમેં ?'

ગામનાં બાળકો સાથે હીલ્લી ઠેઠ બચપણથી હળીભળી ગઈ હતી. ગામની માતાઓ પણ હીલ્લીને ઘણીવાર લડાવતી. અને બાળકી આમ ગમી જાય એવી હતી એટલે સૌ કોઈ એની તરફ માયાળુપણે જોતું. કોઈ કશું આપે તો બાવાજીની રજા વગર હીલ્લી રજ પણ લેતી નહિ. સવારે બાવાજી ગામમાં લોટ માગવા જતા ત્યારે તે એમની સાથે જતી સહેજ મોટી થયા પછી બાવાજી માંદા હોય તો એકલી લોટ માગવા જતી, પણ બાવાજીએ એને અટકાવી. ' મેં બાવા સું, મેં માગન સું. તું માગન નથી હીલ્લી.' બાવાજી રોટલા કરતા હોય ત્યારે હીલ્લી બોલી ઉઠતી : ' મારે કાજે બે આખા રોટલા કરજો. હું ખાઈને મોટી થઈ જાઉં ને તમને રોટલા ઘડી આપું.' હોંસે તે પાણી ભરી આવતી. અને ગામમાં પોતાની નાની ગોઠણો જે જે કામ કરતી તે બધાં પોતાને કરવા મળતાં નથી તે જોઈ મુંઝાતી.

ગમે તે કામ હોય, પણ સવાર સાંજ મોટર વખત તો મંદિરને ઓટલે હીલ્લી ઊભી જ હોય. બીજી એની ઉંમરની કોઈ નાની છોકરીઓ પણ ત્યાં આવતી. કોઈની મા તો

કોઈની માસી મુંબાઈ જવાની હોય, તો કોઈની મામી કે કાકી આવવાની હોય; પણ હીલ્લીનું કોણ આવવાનું હતું તેની એને ય ખબર ન હતી. એક વખત એની એક ગોઠણ ચંચીની ફોઈ મુંબાઈથી આવવાની હતી. સાંજે હીલ્લીને ઓટલે જોઈને ચંચીએ પૂછ્યું: 'કોણ આવવાનું છે તે ઊભી છે?'

'તું કેમ આવી છે એ કહેને?'

'મારી બા—અરે ફઈ આવવાની છે એટલે. તું?'

'મારી બા આવવાની છે એટલે વળી.'

મોટર આવી અને ફોઈની આંગળીએ વળગીને ચંચી ચાલી ગઈ, અને મોઢું સહેજ ખુલ્લું રાખીને હીલ્લી દોડી જતી મોટર ભણી જોઈ રહી. એના મનમાં થતું હતું કે મોટરમાં પેલું બૈરું બેઠું હતું તેના સાડલાનો રંગ મારી ઓઢણી જેવો હતો અને એ જ બા છે. પણ મોટર ઊભી રહે તો અંદર જઈને હીલ્લી એની આંખો પોતાના નાના હાથ વડે દાબી દેને? પણ મોટર જરીકે ઊભી રહે તો ને?

'બાવાજી, બા કિધર સે?' હીલ્લીએ એક વખત બાવાજીનો વધારે પડતો પીછો પકડ્યો. 'બસ બોલો, બા કિધર સે?' બાવાજી સાથે એ કોકવાર એમની બોલીમાં જ બોલતી. 'બોલો!'

બાવાજી હસી પડ્યા,—ક્રોધથી કે અમસ્તા જ તે સમજાયું નહિ. 'મોટર મેં સે, જા ખડી રહે.' એમણે હીલ્લીની એ લત પિછાની લીધી હતી. ગામમાં એણે બીજી ગોઠણોની 'બા'ઓમાં પોતાની બાની પણ તપાસ કરી હતી, પણ કંઈ મળ્યું નહિ. તો પછી આવતાં જતાં માણસોમાં જ જોતાં રહેવું જોઇએ. પછી તો રોજ સાંજે ઓટલાને મથકે હીલ્લી

જ્યાં હોય ત્યાંથી આવીને ઉભી રહેતી કોઈને ખેતરે નાની છોકરીને સાથે ગઈ હોય, કોઈને ત્યાં મંદિર માટે શાળ ખાંડી લાવવા ગઈ હોય. ક્યાંક રમતી હોય, મહૂડાં રાયણ વીણવા ગઈ હોય, પણ સવારસાંજનો મોટરનો વખત તો સાચવવો જ જોઈએ. મહામુસ્કેલીએ એક વાણિયણે એને પોતાની ઘંટીએ ચણા ભરડવાની પરવાનગી આપી અને અધવચમાં ક્યાંકથી ય મોટરનું ભૂંગળું બોલ્યું.

'આ આમ ને આમ રહેવા દેજો. હો: હું આ આવી હમણાં ?'

'કેમ એવું મોટરનું શું કામ છે તે ?'

'એ શું બોલ્યાં ? મારી બા આવે ને મને દેખે નહિ તો આગળ ન ચાલી જાય ?'

'આ મોટી 'બા'વાળી !'

પાછી આવીને જુએ છે તો વાણિયણ પોતાની ઘંટી ઘરમાં મૂકી દઈને કમાડ વાસીને ક્યાંક ચાલી ગયેલી અને ઓસરીમાં પડી રહેલી દાળ એક હરાઈ ગાય નિરાંતે ખાતી હતી. પણ ચણાની સૂંડલી ગોખમાં મૂકેલી તે લઈને 'કંઈ નહિ' કહીને હીરલી ચાલી ગઈ. ગમે તે થાય પણ કાંઈ 'મોટરનો ટેમ' ચૂકાય ! મોટર જ જાણે મા ન હોય !

મંદિરમાં કોક વાર હીરલી 'બા-બા'ની એવી ખૂમરાણ મચાવી દેતી કે કોઈ બાવાજી પાસે બેસવા આવેલું માણસ ત્રાસી ઉઠતું અને કહેતું કે 'આ છોકરીને કોઈ કુટુમ્બમાં આપી દો ને, બાવાજી !'

'આપ સે જાઓ ! ઘરકી લડકી સમજના !'

'હું તો, બાવાજી, ગરીબ માણસ છું. પણ આપ અપંગ જેવા છો એથી કોઈ સદ્ધર કુટુંબમાં સોંપી દેવા કહું છું.'

'સબ સાલે...કુછ નહીં. કુછ નહીં. આયા સમજમેં!' એમણે વચન વાળી લીધું.

'શું બાવાજી?' પેલાએ નરમાશથી પૂછ્યું.

'મેં વો કહું સું કિ સઉ લોગ મને ઐસો કહે સે. લેકિન અપની લડકી ગિનકે રખનેકો તો તિયાર નથી, અચ્છા!'

એકવાર રાતે બાદરે જ કહ્યું: 'પણ વાણિયા–બ્રાહ્મણનું ફરજન તે અમારે પટેલને ત્યાં અમારાથી એને શી રીતે રખાય? બાકી અહીં એનું પોષણ થવામાં વાંધો નહિ આવવા દઈએ!'

એનો પહેલાંનો કટાક્ષ અને પાછળની મહેરબાની બંને બાવાજીને રુચ્યાં નહિ. એમણે ચીપિયો ધૂણીની કિનાર પર પછાડીને કહ્યું:

'વો હિ સે ને?' અને ગમ ખાઈ જઈને કહ્યું: 'ઠીક સે. જૈસી આયી, વૈસી જાયગી...આયા સમજમેં?'

કોકવાર તો હીલ્લી પણ આવી ચર્ચાઓ સાંભળવા પામતી અને એને એમાં ક્યાંઈ બા નામની જીવતી જાગતી હાજરા હજૂર વ્યક્તિનો પત્તો લાગતો નહી. બાવાજીને બહુ છંછેડતી ત્યારે બાવાજી પહેલાં તો ખોટું ખોટું ચિડાતા ને એને પટાવતા, પણ પાછળથી ધીમે ધીમે સાચેસાચ પણ કોઈ કોઈ વાર ચિડાવા લાગ્યા અને બારણા સુધી પાછળ પડીને એને ભગાડતા. એને કોકવાર ગાંડી પણ કહેતા.

ગામની એક ગોઠણ મોંઘીની બા મુંબાઈથી આવવાની હતી. એ દિવસે હીલ્લી ને મોંઘી મોટરના 'ટેમ' પહેલાં ક્યારનાંય ઓટલે ઊભાં હતાં.

'આજ તો મારી બા આવવાની જ છે.'

'જા, જા! રોજ તું તો એવું કહે છે.' મોંઘીએ સહેજ મોઢું બગાડ્યું.

'જોજે હો!'

'હા, હા. બા તો મારી આવશે, તે તું જોજે!'

'જોજે હો, મોંઘી, પછી મારી બા પાસેથી તને કંઈ નહિ આપવા દઉં હોં!' હીલ્લી ખડખડ હસી,

'એમ? નહિ આપવા દે? તારી બા આવવાની જ નથી આજે!'

'આજે નહિ તો કાલે આવશે.'

'કાલ બપોરે પણ નહિ આવે.' મોંઘીએ છણકો કરીને કહ્યું.

'બપોરે નહિ તો સવારે આવશે.' હીલ્લીએ વિજય-પૂર્વક કહ્યું.

'સવારે નહિ આવે કહું છું, ગાંડી!'

'સવારે નહિ તો બપોરે આવશે. તું ગાંડી, તું ગાંડી!' અને બંને સામસામા હાથ ઉછાળતી વઢતી હોય એમ બૂમરાણ મચાવવા લાગી ગઈ.

સાંજે મોડેથી મોંઘી એની બાનો પાલવ ઝાલીને મંદિરમાં આવી, અને બાએ કહ્યું એમ પહેલાં અંબામાને ને પછી બાવાજીને પગે પડી. મોંઘી પર એના જનમ પહેલાંથી જ અંબામાના આશીર્વાદ ઉતર્યા હતા. નાની બચકી છોડીને મોંઘીની માએ હીલ્લીને પાસે બોલાવી નાની નાની રંગીન બંગડીઓ પહેરાવવા માંડી. મોંઘી ઊછળી. 'એને શેની બંગડીઓ આલે છે? એની બા આવી હોત તો એ મને કંઈ પણ આલવા દેવાની નં'તી. લઈ લે નવી બંગડી ને બધુંય.' ને બચકી ખોલીને બોલી. 'પાછાં હીલ્લીબાઈ માટે

ઓઢણી પણ લાવ્યાં છે ને! એની બા આવી હોત તો એ મને કપાળની ટીલડી ય ન આપવા દેત. ઓઢણીને બદલે ડામ દો ડામ!' અને એણે હીલ્લી સામે અંગૂઠો કર્યો ને એની બાને ખેંચવા લાગી.

'લે રહેવા દે હવે ડાહી! અંબામા તારા પર રિસાશે હો!'

'ઓઢણી ને બંગડી આપણે ઘેર લઈ લે છે કે નહિ?'

'પણ આ તો હીલ્લીનાં છે તો; આપણે ઘેર ન લઈ જવાય.'

'હીલ્લીનાં ક્યાંથી આવ્યાં? લઈ લે ઘેર! હા!'

મુંઝાઈને એની બાએ રસ્તો કાઢ્યો: 'હીલ્લીની બાએ મુંબાઈથી મોકલ્યાં છે, એને સારુ. હવે તો રહેવા દઈશ ને?'

હીલ્લી અત્યાર લગી ચૂપ બેઠી હતી તે ઊછળી પડી: 'લે, લેતી જા! જો આવી ઓઢણી તારી કને છે ખરી? બાએ બંગડીઓ પણ કેવી મોકલી છે!!' અને મોંઘીની બાને તો એણે કેટલા ય સવાલો પૂછ્યા હશે. 'બા ક્યારે આવશે?...શું કરે છે?...હું અહીં મોટર પર વાટ જોઉં છું એની એને ખબર છે?...

હવે એના મનમાં નક્કી જ થઈ ગયું: સૌની 'બા'ઓ મુંબાઈથી આવતી હતી, અને એમ મારી બા પણ આવશે. એમ એણે પણ માન્યું. એણે ઘણા દિવસ પછી એક સવારે વહેલા જાગીને બાવાજીને કહ્યું:

'ઊઠોને બાવાજી!'

'ક્યું?'

'મોટર આવી જશે ને હમણાં!'

'ક્યા હૈ મોટર કા?'

'મુંબાઈ જવું છે ને આપણે ! તમે જ કહેતા'તા ને ?'

'મુંબાઈ કયું જાનેકા ?'

'બા કને.'

'દિવાની !' કહીને તે હસી પડયા. 'સો જા ! સો જા ! લડકી !'

'તમે જ હમણાં કહેતા'તાને ?' હીલ્લી ગળગળી થઈ ગઈ.

'સપના હોગા, હીલ્લી ?...આયા સમજમેં ?'

બાવાજીને માટે આ છોકરી આફત જેવી થતી જતી હતી. બીજું બધું પોષાય, પણ ગામની છોકરીઓને હોય તેટલું બધું એને બાવાજી ક્યાંથી લાવી આપે ?

એક બપોરે હીલ્લી નાની નાની ગોઠણો જોડે સોગટે રમતી હતી અને ઓચિંતી બધામાં વઢવાડ થઈ. હીલ્લી વધારે વાર જીતતી હતી એટલે કે આગલા કોઈ દિવસના કશા કારણે બધાં ચડભડી પડ્યાં. સામસામાં સોગઠાં પણ ફેંક્યાં. એમાં કોઈકને હાથે સુખલીના કપાળમાં સોગઠાની ચોટ લાગી ગઈ અને લોહી દદડતે મોઢે રડતી રડતી સુખલી એની બાને બોલાવી લાગી. નાસભાગ કરતી છોડીઓને એણે રોકી અને ઊધડી લીધી. સૌએ પહેલાં લલુડીનો વાંક કાઢ્યો ને સુખલીની બા એને ભાંડવા લાગી, પણ એટલામાં લલુડીની બા આવી ને પોતાની દીકરીને ઉંચકી લઈને ચાલી ગઈ. ઉપરથી બધાંને થોડુંક સંભળાવતી પણ ગઈ. બીજી છોડીઓને સુખલીની બાએ ધમકાવવા માંડી. એમણે હીલ્લીના ઉપર ઢાળી પાડ્યું અને સુખલીએ પણ એમાં રોતાં રોતાં સૂર પૂર્યો. હીલ્લીનું આવી બન્યું. સુખલીની બાએ એને જે શબ્દો કહ્યા એ તો બધા એનાથી પૂરા સમજાય એમ પણ હતું નહિ, પણ જે ચુંટીઓ ખણી, થપાટો લગાવી, ઠોંસા માર્યા—એ

બધા એને સોંસરા સમજાવા લાગ્યા, અને બાવાજી પાસે જઈ પોતાને સંભળાવેલા અપશબ્દો એણે કહી બતાવ્યા નહિ, પણ લમણા ઉપર ઊઠેલી આંગળાંઓ, કમ્મરમાં બાઝેલા લોહીના ટશીઆ બધું બતાવ્યું. અને 'બા!' 'બા!' કરતી રડવા લાગી. 'લલુડીને પહેલાં તો મારતી હતી, પણ એની બા આવીને એને લઈ ગઈ પછી શેની મારે?' અને તે પોતાની બાની ગેરહાજરીથી બળી જતી હોય એમ 'બા!' 'બા!' કરવા મંડી.

બાવાજીથી આ કરુણતા સહી ન ગઈ. એક તો એમને એમ પણ થયું કે છોકરીનો વાંક હશે ને મારી હશે; છતાં મારેલાનું કંઈ થઈ શકે. કાલ જઈને મારનારને એ શબ્દ કહી અવાય. બીજું કોઈ ન મારે એનો બંદોબસ્ત રખાય; પણ આવી દરેક બાબત જો આમ બા-બાની બૂમમાં જ પરિણમવાની હોય તો તો કંઈ સૂઝે જ નહિ ને?

હીલ્લીએ બૂમરાણ મચાવી મૂક્યું: 'બા! બા! મને લોકોની બાઓ મારે છે!'

બાવાજીથી સહન થઈ શક્યું નહિ. 'જા ઈધરસે. તેરી બાકે પાસ જા!'

'ક્યાં જઉં?...બા, બા!'

'કિધર? બમ્બાઈ જા! ચલ જા ઈધરસે!'

'બા, બા! બાવાજી મારે છે. લોકોની બાઓ મારે છે!' બૂમો પાડતી તે મંદિરની બહાર નીકળી.

બાવાજી બોલ્યા: 'દિવાની હો ગઈ સે...ક્યા કરના?... ઘંટે દો ઘંટેમેં ડાહી હો જાયગી...' અને પડખે થઈને બોલ્યા: 'ક્યા કરના?...આયા સમજમેં?' પડ્યા પડ્યા એમણે કંટાળાનું એક લાંબુ બગાસું ખાધું.

સાંજ થઈ ગઈ હતી, છતાં મોટર કેમ આવી નહિ? મંદિરને પેલે ખૂણે ઓઢણીથી આંખો લૂછતી હીલ્લી બેસી રહી. પછી રસ્તા પરના મોટરના બંને ચીલા પર બંને આંખો ગોઠવીને એણે ઘણી વાર સુધી તાકયા કર્યું. અંધારું થવા આવ્યું. આજ તો બા ગમે ત્યાંથી ય આવવાની જ. અને જો મોટર રસ્તે ભાગી પડે તો બીજું શું થાય? વધારે અંધારું થયું. બા ચાલતી આવે તોય અજવાળા વગર એને રસ્તો શેનો જડે? બાવાજી પાસે જઈને ફાનસ માગી આણ્યું હોય તો? પણ બાવાજીની તો બા આવે ત્યારે ખબર લેવાની છે! અંધારું ઉતરીને બધું ધરતી પર ખડકાતું હોય એમ લાગ્યું. પેલું સામે ઝાડ દેખાતું હતું તે હવે પૂરેપૂરું વરતાતું નથી. માત્ર પેલી આકાશ તળેની ટેકરીઓ એટલી બધી મોટી છે કે અંધારાનું ત્યાં કશું ફાવતું નથી. હવે શું થશે?...

હીલ્લી સફાળી ઝબકી ઊઠી. આંખો ચોળીને એણે ચોમેર જોયું, ને ક્યાં છે તેની ખાતરી કરી, અને ઓટલાની ધારે ધારે તે મંદિરના બારણા લગી આવી અને એક પગ ઉંબરમાં મૂકીને બીજો ઉપાડવા જાય છે ત્યાં એને અવાજનો અણસારો આવ્યો. કાન આડી હથેળી ગોઠવીને સાંભળવા કર્યું...કંઈ નહિ!...નીચે ઉતરી ઓટલા પર કાન મૂક્યો...કંઈક!...

મોટરને ચીલે ચીલે તે દોડી. થોડીવાર કશું સંભળાયું નહિ, પણ પછી બરોબર મોટરનો અવાજ સંભળાયો. થોડુંક દોડી ત્યાં તો દૂરથી અજવાળું પોતાના પગમાં આવતું પડ્યું. લાંબા, ગળી જવા કરતા અજગર જેવા મોટરના બેય ચીલા પ્રકાશ પડવાથી, બદલાતાં છાયા–તેજને લીધે સળવળતા લાગ્યા. અજવાળાને લીધે કેટલાંક રજકણો ચળક ચળક થતાં હતાં. હીલ્લી બે હાથ પહોળા કરીને દોડતી હતી. એની

પાછળ પણ અજવાળું પહોંચી જતું એને દેખાયું...હીલ્લી, બાજુ ખસી જાને!...પણ એ દોડે છે ને એના પગ વચ્ચે થઈને અજવાળું પેલીમેર ચાલ્યું જાય છે. મોટર પણ એમ છટકી જશે તો? વચ્ચે મોટરે દિશા બદલતો એક વળાંક લીધો. બધી સૃષ્ટિ અંધારામાં ઓગળી ગઈ. અજવાળું તો એ પેલું દેખાય, મોટર તો એ પેલી ગઈ. ગઈ! ગઈ!!... હીલ્લી જોરથી દોડી. વળાંકના છેડા સુધી પહોંચી ગઈ, અને વળાંક વટાવીને સીધે રસ્તે આવતી મોટરે અંધારામાં સીધી દોડી જતી એક આકૃતિને એક બાજુ ઊછાળીને વધુ અંધારામાં ફેંકી. કંઈક પછડાટ થયો, કોઈ બેસારુઓએ સાંભળ્યો. મોટર થંભી, અને પાછળ ફરીને અજવાળુ નાંખ્યું. કેટલાંક બેસારુઓ નીચે ઉતરી પડ્યાં. ધૂળમાં પડેલી એક છોકરી મોટરના દીવાઓ સામે ફાટી આંખે તાકી રહી હતી. એક બાઈ હીલ્લીનાં લૂગડાં સંમાં કરવા લાગી. હીલ્લીએ એનો હાથ ઝાલી લીધો, ‘બા! બા! બા! મંને લોકોની બાઓ મા...રે છે...!’

બાવાજીને બહુ રીસ ચડી હતી. સૌ કરતાં વિશેષ તો પોતાની ઉપર. પોતાની જ કસૂરથી હીલ્લી મંદિરમાંથી નાઠી હતી, અને પોતાની જ બેપરવાઈમાં હીલ્લીના પગને ઈજા પહોંચી હતી. ડાબા પગનાં આંગળાંનો કૂચો થઈ ગયો હતો... આટલી સારવાર પછી પણ ચાલવા જાય છે તો એને આખે શરીરે આંચકા લાગે છે...બાવાજીએ ફરીથી પાછી પોતાની મમતાની ધૂણીની કજળી જતી આગને સંકોરી અને હીલ્લીને અપૂર્વ પ્રેમથી પાળવા લાગ્યા.

એક ઉનાળું સવારે, હીલ્લી હજુ રાયણ વીણીને પાછી આવી ન્હોતી ને ધૂણી આસપાસ જગો સુતારવગેરે મંડળી બેઠી બેઠી કામે જતાં પહેલાં વાતે વળગી હતી.

'ત્યારે હવે કંઈક જોગ જોઈને એને પરણાવી દો! તમે ક્યાં લગી એને વળગી રહેશો?'

'હા!' બાવાજીએ માત્ર હુંકારો જ પૂર્યો.

'જુઓને, તમારો દેહ પણ હખરવખર થઈ ગયો છે. હીલ્લીના લાભ ખાતર પણ એને કંઈક...' બીજો બોલતો હતો એને વચ્ચેથી જ બાવાજીએ રોકીને કહ્યું :

'ઉસકી મરજીમેં આયગા તબ વો અપને આપ સબ કુછ કર લેંગી. મેં કુછ નહીં બોલુંગા...કૈસી ડાહી લડકી હૈ! ઉસકો મૈં ક્યા કહેને વાલા!'

જગાને કોકવાર બાવાજી પર આથી રીસ પણ ચડતી.

હીલ્લી ઘણું કામ કરતી. એનાથી પગે બરોબર ઝપટથી ચલાતું નહિ. પણ ખેતરનું, ખાંડવા-દળવાનું એવું કામ એને બહુ સહેલું લાગતું. બાવાજી માળખો થઈને મંદિરમાં ધૂણી પાસે પડ્યા રહેતા. હીલ્લી એમની સેવાચાકરી બરોબર કાળજીથી કરતી. લોટ માગવા જવાને બદલે મજૂરી કરી આવતી.

એક વરસે ગામને પાધર કોઈ પૈસાવાળાએ ધર્મશાળા બંધાવવાનું શરૂ કર્યું. બધાંના સાથે હીલ્લી પણ મજૂરીને કામે ચડી. બહુ ચાલવું ન પડે એવું કામ એણે લીધું. પણ એકવાર એવું કામ લીધા પછી એમાં એની ચીવટ તરી આવતી.

શિયાળાની ટાઢમાં પણ સવારે બીજા મજૂરો પાણી લાવી લાવીને માટીના ગારામાં રેડે તેને બરાબર પાવડા વતી પલાળવાનું કામ હીલ્લી કરતી અને આખો દિવસ તૈયાર ગારામાંથી તગારાં ભરી ભરીને બીજી મજૂરણોને માથે ચડાવતી.

મકાનનું કામ ઠેઠ પહોંચવા આવ્યું હતું એવામાં એક વાર હીલ્લી ગારામાં ઉભી હતી અને માથે ઈંટો વહેનારો

એક મજૂર છોકરડો ગારા પાસે થોડું થોભ્યો. પાસેના ગામથી આવીને એ મજૂરી કરતો હતો. હીલ્લીએ એને જુદાં જુદાં કામોમાં સારી હોંશિયારી બતાવતો પારખ્યો હતો. ગારા પાસે થઈને પસાર થતાં કોકવાર પોતાની ભણી એ જુએ છે એય એણે વરતી લીધું હતું.

‘ જા ! જા ! સીધો હીંડચો જા. માથેથી ઈંટો પડી જશે, આભલામાં જોવા જઈશ તો ! ’

‘ છો પડી જતી, એટલી વાર ખોટી થવાશે. ’ અને ખરેખર એને માથેથી બે ઈંટો ખરી પડી.

‘ જરી ચડાવી દેને ! ’

‘ હું શેની ચડાવું ? ’

‘ તો આખો જન્મારો મારું કામ શી રીતે કરીશ ? ’ એ હસી પડચો.

‘ હવે ગાંડો ન થા ! મને ખોડંગાતીને શું કરીશ ? ’ હીલ્લીએ ઈંટો ચડાવતાં કહ્યું.

‘ જો ને, ગારામાં તારા પગ ડૂબેલા હોય છે તોય તું કેવી રૂપાળી લાગે છે ? ’ ધીરેથી કહેતોકને, કોઈ ધમકાવે તે પહેલાં એ ચાલ્યો ગયો.

એની પાછળ હીલ્લીએ નાનો સરખો ઉદ્‌ગાર કાઢચો : ‘ ખરી વાત છે ! ! ’

જે વાતની એને ખબર ન હતી તે એ પોતે સમજી ગઈ, અને એક સારે દિવસે બાવાજીના આશીર્વાદ પામી હીલ્લી પડખેને ગામ ધનાને ઘેર રહેવા ગઈ. જગો સુતાર હમણાંનો અરધું-પરધું કામ કરતો અને બાકીનો વખત બાવાજી સાથે મંદિરમાં પડ્યો રહેતો.

બેએક વરસે એક સુંદર સવારે હીલ્લી ને ધનો આવીને બાવાજીને પગે પડચાં. ધનાએ બાવાજીના ખોળામાં એક નાની બાળકી મૂકી. બાવાજી વારાફરતી હીલ્લી અને નાની બાળકીના મોઢા તરફ જોતા હતા.

'દેખ જગા સુતાર, બરાબર હીલ્લી હી સે ને? ઇસિકી માકા પાઉં તો અચ્છા ભી નહીં સે લેકિન ઇસિકા કૈસા—જૈસા હીલ્લીકા થા ઐસા સે?...રામ રખનેવાલા સે, ભાઈ, મેરી હીલ્લીકા પાંઉકો મોટર ક્યા કર સકતી?' અને હીલ્લીની તરફ જોઈ બોલ્યા:

'અબ તેરા નામ ઇસિકો દે દે. તેરા નામ હીરબાઈ અગર દૂસરા કુછ કર દે! ક્યોં નહીં, જગા સુતાર! હીલ્લી તો યહ છોટી લડકીકા નામ સે. તૂ અબ મત રખ!... આયા સમજ મેં?' અને હીરબાઈને એની હીલ્લી આપીને જાણે પોતાના મન સાથે બોલ્યા: મેં તો કભીસે કહેતા થા કિ તૂ હી તેરી મા સે!'

હીલ્લીને પાછા ઘેર જતાં ક્યારે ઘરના ખૂણામાં પહોંચી જાઉં એમ આખી વાટે થતું હતું. રખેને એનો આનંદ કોઈ પરખી જાય. એને પોતાનું બાળપણ સાંભરી આવ્યું. બાળપણની બા સાંભરી આવી. બાળપણમાં પોતે આ નાની છોડી જેવી જ હશે? અને એને પોતાના જેવી જ બા હશે?'

ઘેર પહોંચી જઈને નાની બાળકીને એ ઉછાળવા માંડી. બચ્ચીઓ લેવા માંડી. માથે હાથ ફેરવી પંપાળવા લાગી. મા જેટલી રીતે બતાવી શકે તેટલી રીતે નાની 'હીલ્લી' પ્રત્યે પ્રેમ દર્શાવવા લાગી. 'હીલ્લી' એકલવાયી નમાઈ 'હીલ્લી' ઉપર તેણે અપાર હેત વરસાવવા માંડ્યું, અને

જાણે પોતાને નાનપણમાં આ હતી એમ એને ભાસવા લાગ્યું. વાત્સલ્યપ્રેમ વરસાવતાં જાણે એને પોતાને માતાનો પ્રેમ ક્યાંકથી પોતા પર વરસતો હોય એમ લાગ્યું.

ઘેલી બની જઈને તે નાની 'હીલ્લી'ને લઈને નાચવા મંડી પડી.

હીલ્લી છે નાનેરું બાળ !
હીલ્લી નાની ચંબેલી રે !
હીલ્લી નાની ચંબેલી રે !

દોડી જતી મોટરનો અવાજ સંભળાયો કે પછી એવો અણસારો આવ્યો અને નાની હીલ્લીને હૈયે ચાંપીને એણે ગાયા જ કર્યું :

હીલ્લી નાની ચંબેલી રે !
હીલ્લી નાની ચંબેલી રે !

## અ મુ ચ મુ

**અમૃત** ને ચમન સરખે સરખા ભાઈબંધો હતા. લંગોટિયા મિત્રો તો નહિ કહી શકાય, (જો કે હતા તો એથી પણ કંઈ વિશેષ) કેમ કે તેમની વચ્ચે ન તો કંઈ લોહીનો સંબંધ હતો કે તેઓ ન એક ગામના હતા. એટલું જ કે માધ્યમિક કેળવણી લેવા માટે કસ્બાના છાત્રાલયમાં તેઓ પોતપોતાને વતનથી આવીને રહ્યા ત્યારે આપોઆપ જ એકબીજાથી હળી ગયા. એ બે જ કેમ હળી ગયા ને એઓ બીજાથી કે બીજાઓ એમનાથી કેમ સંબંધમાં ન આવ્યા એનાં કારણો જોઈતાં જ હોય તો ઓછામાં ઓછું એક કારણ તો આપી શકાય એમ છે જ: બંને એક વર્ગમાં હતા. પણ કારણોની સામે વળી વાંધારૂપ દલીલોનાં શીંગડાં ઊંચાં કરવામાં આવશે, કે એમ તો એવા ઘણાબધા એક જ વર્ગમાં હશે, એક વર્ગમાં હોવાથી તો ઊલટી અંદર અંદર હરીફાઈ જાગે, વગેરે વગેરે. તોબાહ એ વગેરેથી! કવિ તો બિચારો ક્યારનો ય, ગદ્યમાં વાંચો તો ગદ્યમાં ને પદ્યમાં

વાંચો તો પદ્યમાં વાંચી શકાય એવા સરળ સૂત્રમાં કહી ગયો છે, 'પ્રેમને કારણો સાથે સંબંધ કંઈએ નથી', પણ તોયે દલીલખોરોનું નાક કારણોની ગંધ ખોતરતાં થાકતું જ નથી.

એ ગમે તેમ હોય; મિત્રતા કે સહચાર કંઈ પ્રેમની ફિલસૂફી કે પ્રેમના વ્યાકરણની મંજૂરી માટે વાટ જોઈ ઓછાં બેસી રહે છે? છાત્રાલયમાં બે આંખવાળા સૌને ગળા સુધી ખાતરી હતી કે અમુચમુની જોડી અદ્‌ભુત ગંઠાયલી છે. શાળાના શિક્ષકો સુદ્ધાં એ બે જણની ભાઈબંધીને નમૂનારૂપે અવારનવાર વર્ગમાં રજૂ કરતા. ને એક વાર રિસેસમાં પેલી ટાવર નીચે બેસતી, 'નવટાંક'ને બદલે 'લઉટાંક' બોલતી બોરવાળીએ પૈસા પૈસાનાં કલમી બોર જોખી આપ્યા પછી સૌ છોકરાઓને એકેક બોર ઉપરથી એમ ને એમ આપ્યું ને એ વખતે અમુને એક આપ્યું પણ ચમુ બધાની જેમ હાથ ધરવા ગયો કે અંગૂઠો ધરીને બોલી, 'લે! શેનો માગે છે? તું ને અમુ ક્યાં જુદા છો? ને એને એક તો, જો ને, ક્યારનું દઈ દીધું!' ત્યારે ચમુ બોર ખોવા બદલ ખીજાયો એ કરતાં કેટલાગણું હરખાયો હતો? એ તો એના નાનકડા ગજવામાં એ વખતે એટલા પૈસા ન હતા, નહિ તો બોરની આખી ટોપલી જ ખરીદી લેત, ને પોતાના વર્ગમાં લઈ જઈ છડેચોક—પછી ગમે તે થઈ જાઓ—ઉછાળત. સૌ કોઈ કહેતું કે અમુચમુ એક નાકે શ્વાસ લે છે.

શાળામાં એ જ અખંડ મિત્રતાની મસ્તીમાં વરસો કાઢ્યા પછી બંને મિત્રો આગળ અભ્યાસ માટે શહેરમાં આવીને રહ્યા. અહીં છાત્રાલયની પેઠે તૈયાર સગવડો ન હતી. સ્વૈર આચરણ માટે પૂરો અવકાશ, પણ જવાબદારી ય એમ તો

વિશેષ ને ? બંને મિત્રો હતા એટલે એકમેકને ખબર પણ ન પડે એમ ગજવાનું જોર જોઈને સગવડઅગવડ વરતી લેતા.

એક વાર સવારે અગિયાર વાગે બંને સાથે સાથે ભણવા જતા હતા ત્યાં રસ્તા પર એમની શાળાના એક શિક્ષક શહેરમાં આવ્યા હશે તેમનો ભેટો થઈ ગયો.

‘ કેમ વિજુદાદા !’ ‘ કેમ વિજુદાદા, મઝામાં તો છો ને ?’ બંનેએ તેમને ભર ઊમળકે આવકાર્યા.

સામેથી હાથ હલાવીને ને આંખો નચાવીને મિત્રભાવે ઉલ્લાસથી શિક્ષકે પૂછ્યું : ‘ કેમ છે અમુ...ચ...અમુ ? હજી તમને એકમેકનો કંટાળો આવ્યો નથી, કેમ ?’ અને એ ખડખડાટ હસી પડ્યા, અને બંનેને આવડે ઝાલી ફૂટપાથને છેડે જઈ ઊભા રહ્યા. માત્ર ચમુએ વચ્ચે અમુની તરફ જોઈ લીધું.

પછી તો ત્રણે જણ હસતા ગયા, રસ્તાપર છે એ પણ ભૂલી જઈને અનેક અંગત વાતો પર ઊતરી પડ્યા. પ્રિયજનો મળે છે ત્યારે હમેશાં વાતોમાં ને લ્હાતોમાં પોતાને આસપાસથી એવાં વીંટી લે છે કે ગમે તેવી ખીચોખીચ મેદનીમાં પણ એમને માટે એક એકાન્ત ખૂણો, એક નવી જ સ્વતંત્ર દુનિયા, રચાઈ જાય છે.

‘ સુંદરની ચોટલી કાપી નાખેલી તે હતી તેવડી હવે થવા આવી કે ?’

‘ લાયબ્રેરીની પેલી ચોપડીઓ પટાવાળાએ કોને આપી દીધી હતી તેની ખબર પડી પછી ?’

‘ ચોગાનના આંબા પર કેરી કેવીક છે ઓણસાલ ?’

‘ પેલા લંગડા માસ્તરે સોટી હવે ય બદલી છે કે પછી એની એ જ ?’

'ને એ પેલા બટકા ચંદુ, રમણુ, સામંત, એ તો હવે અમારા જેવડા થઈ ગયા હશે!'

'પેલો બાબુ ભોળો, કનુ કાકાકૌઓ, દિલીપસિંહ છત્રી, મંગળ મોડો ને એ બધા એનાં એ નામ સાચવી રહ્યા છે કે નવાં નામ પડ્યાં છે વળી?'

શિક્ષક પણ સામેથી ધોધમાર ઉત્તરો આપતા જતા હતા, તે જરી ચોંક્યા ને બોલ્યા:

'તમને મોડું નહિ થાય પહોંચતાં? અગિયાર તો થઈ ગયા. દોડો, દોડો.'

'વિજુદાદા, તમે તો અહીં યે માસ્તરગીરી ચલાવવા માંડી.' ને હસીને સૌ છૂટા પડવા માટે એકબીજા સામું જોવા લાગ્યા.

'ઠીક ત્યારે વિજુદાદા, સાંજે અમને ઓરડી પર જરૂર મળજો હો.' અને એમને ઠામઠેકાણાની ખબર બરોબર સમજાવીને આપી.

'અરે, જરૂર! જરૂર!' કહી સલામમાં હાથ ઉછાળી વિજુદાદાએ ચાલવા માંડ્યું.

'અને, વિજુદાદા, હેડમાસ્તરની કમુ કાંઈ ભણેગણે છે કે પછી પડતું જ મૂક્યું?' ચમુએ એક ડગલું ગયા પછી થોભી જઈને પાછું વાળીને પૂછી લીધું.

પણ વિજુદાદા તો હવામાં હાથ વીંઝતા વીંઝતા જોસભેર ચાલ્યા જતા હતા તે હવે શેના સાંભળે ને શેના ઉત્તર આપે?

'વિજુદાદાને હેડમાસ્તરની કમુ વિષે પૂછવાની શી જરૂર?' અમુએ આગળ ચાલતાં ચાલતાં અણગમો જાહેર કર્યો ને પછી એ મૂંગોમૂંગો ચાલવા માંડ્યો.

'હવે શું થઈ ગયું ?' ચમુ બોલ્યો અને એણે અમુ ભણી જોયું. જોઈને એને થયું કે અમુને આવી નાનકડી વાતમાં શા સારુ ખોટું લાગતું હશે ? શા માટે આવી અમથી બાબતમાં ઝીણું કાંતવાની એને ટેવ હશે ?

ભણતા ત્યારે સૌ અમુચમુકમુનાં નામ એક શ્વાસે જ બોલતા એમાં ઓછો ચમુનો વાંક હતો ? સૌ એક વર્ગમાં હતાં, બીજું તો શું ? એટલી ખબર પણ ન પૂછી શકાય તો તો પછી એક વર્ગમાં હતાં એનો અર્થ જ કાંઈ ન રહ્યો ને ? ચમુને લાગ્યું કે 'અમુ એક ક્ષણ માટે ન ગમે એવો કેમ થઈ ગયો ? વિજુદાદા તો પ્રખર માનસશાસ્ત્રી છે. ઘણાં છોકરાંને એમણે જોયાં છે ને તોળ્યાં ય છે. એમને મોઢેથી અમારે માટે 'કંટાળો' એવો શબ્દ નીકળી ગયો તે અમસ્તો નહિ હોય. સવારે જ અમુએ નકામું નાક ચડાવ્યું હતું. જાડાં દાતણ લાવી બબ્બે ચીરી કરી વાપરીએ તો સસ્તાં પડે એ ખરું; પણ ચીરી સારી કે આખું એકવડિયું દાતણ સારું, તમે ગમે તે નાના છોકરાને તે જઈને પૂછોને, કહેશે કે આખું જ સારું વળી. પણ એમાં એણે પોણો કલાક જીભા-ઝોડી ચલાવવાનું શું કામ ? પછી પરિણામ તો વિજુદાદા કહે છે તેમ કં...'

'જો પહેલો ઘંટ તો વાગી પણ ગયો છે !' અમુએ એને ખભે હાથ દઈને એનું ધ્યાન ખેંચ્યું.

હાથ હડસેલવા માટે થોડો ખસી જઈને ચમુ યંત્રવત્ બોલી ગયો, 'કંટાળો ન કર ને ! પહેલો ને બીજો ! વિજુ-દાદા જેવા શિક્ષક પાસે પાંચ મિનિટમાં શીખીએ એટલું અહીં પાંચ મહિને પણ શીખતા હોઈશું કે નહિ એ સવાલ છે.'

વિજુદાદાને દાદા માનીને ઘરડામાં ગણી કાઢવાના નથી. એ ઘરડા હતા જ નહિ, સ્વભાવે કે ઉંમરે. પણ નાનાનાના વિદ્યાર્થીઓના એ લાડિલા શિક્ષક, સૌથી પ્રેમપૂર્વક હળેભળે એટલે સૌ એમને વ્રજમોહનને બદલે વિજુદાદા કહી બોલાવતું, એટલું જ. માનસશાસ્ત્રમાં પારંગત, શિક્ષણની નવી જુની પદ્ધતિઓ પાર કરી ચૂકેલા, ને છેવટે પોતામાં માણસાઈ હોય તેટલી કશી ચોરી કર્યા વિના—વિદ્યાર્થીઓના સંબંધમાં વાપરવી એવો મનથી સિદ્ધાંત ઘડી કાઢી આ શાળામાં છેલ્લાં દસ વરસથી એક પલાંઠીએ બેસી ગયા હતા. સૌ વિદ્યાર્થીઓ સાથે 'ગુરુ'નો નહિ, મુરબ્બીનો નહિ, પણ મિત્રનો જીવંત સંબંધ રાખતા અને વિદ્યાર્થીઓના માનસમાં રમતી ભાવના-ઓમાં ભાગીદારી પડાવવા એમના જેવડા થઈ એમની દુનિયામાં સહેલાઈથી સરી આવતા...એટલે બીજી શાસ્ત્રીય વગેરે બાબતોમાં એમના વિચારો ખરા ખોટા ગમે તેવા હોય, પણ તે પોતે વિદ્યાર્થીઓ માટે ભાઈ જેવા હતા, એટલી વાત તો ચોક્કસ.

સાંજે વિજુદાદા કહેલે ઠેકાણે ગયા તો માત્ર ચમુ જ ઓરડીએ હતો.

'અમુ શાક લેવા પાછળ રહ્યો. મને કહે કે "જા જલ્દી જા, વિજુદાદા આવશે તો હેરાન થશે."'

'સારું કર્યું.' અને આસપાસ નજર કરી ઓરડીની વ્યવસ્થા જોઈ લીધી, તો સંપૂર્ણ એકરાગપણે કોઈ કુટુંબ રહેતું હોય એવું વાતાવરણ જણાયું. અંદર અંદર એ ખૂશ પણ થયા. 'બપોરે મારાથી હોંસમાં ને હોંસમાં ટીખળ થઈ ગયું, ને એટલા પરથી આ લોકો અંદર અંદર થોડો કંટાળો હોય એને વિશેષ રૂપ ન આપે તો સારું. કહેશે કે હું તો

એમને એમના કરતાં ય વિશેષ જાણું ને? ના, પણ ઠીક છે, મારો ડર નકામો છે. બધું શું એકતાન છે! મારા કથનના પ્રત્યાઘાતરૂપે ઊલટો એમનો સંબંધ વધુ દૃઢ પણ થાય. હું નકામો ડરું છું.'

'કંટાળો આવે એવી છે ઓરડી, નહિ? પેલી બારીની સામે જ ઊંચી ઊંચી પછીત છે એટલે અજવાળું...'

ચમુ આગળ બોલ્યે ગયો તે વિજુદાદાથી પૂરું સંભળાયું પણ નહિ, એમણે માંડ આશ્વાસન મેળવ્યું હતું ત્યાં એના સો સો ટુકડા કરતો શબ્દ ચમુએ ઉચ્ચાર્યો. પણ તરત જ પોતાની લાગણીના આઘાતને વાળી લઇને પોતે જે મૂળ કદર માનસ વૈદ્ય હતા તેવા થઈ જઇને હોંસપૂર્વક બોલ્યા.

'ના ના. હવે શહેરમાં તે, ત્યારે, ક્યાંથી હવા અજવાળું ગામડા જેવું મળે? અને એમ તો આ બારી છે ને પાછી? અને તમારે ક્યાં આખો વખત ઓરડીમાં ભરાઈ રહેવાનું છે? ફરવા પણ જતા જ હશો ને? અને જે છે તેવી ઓરડી પણ તમે કેટલી સુંદર કલાત્મક રીતે ગોઠવી છે? કહેનારા કહે છે કે રોજનું થઇ પડે એટલે અણગમો આવે, પણ ખરૂં જોતાં એવું કારણ જ ન હોય. એ આભાસી વૃત્તિ છે. ને ઓરડી ગમે તેવી, તમારે શું?' અને આ કંટાળાવાળું ભૂત ઓરડીથી ઊડું તો નથી ઊતર્યું ને એમ વિચારી દાણો દાબી જોવા એમણે ઊમેર્યું, 'ઓરડી તો આજે આ છે તે કાલે બીજીમાં રહેશો. આપણે કંઇ ઓરડી નથી. તમે બે જણા જ્યાં લગી પ્રસન્ન રહો છો ત્યાં લગી...'

'પ્રસન્નતા તો ખરી, પણ વિજુદાદા, આપણી શાળાની વાત થાય છે આ આવડા મોટા શહેરની લખલખ વસ્તીમાં પણ આપણે જાણે એકલા એકલા લાગીએ. અને...'

'અને' શાનું વળી? વિજુદાદા મનમાં ને મનમાં ગભરાઇ ગયા. પણ ઉપરથી ગંભીર પ્રસન્ન રહીને હમેશની મીઠાશથી બોલ્યાઃ 'પણ તમે તો બે જણ છો ને એટલે સાવ એવું ન લાગે. બાકી તારી વાત સાચી છે, તદ્દન સાચી છે.'

ચમુએ બીજો જ ફાંટો કાઢ્યોઃ 'મને ઘણી વાર થઇ આવે છે, ફરી પાછા શાળાના નાનતાના વિદ્યાર્થી થઈ જઇએ. ઉનાળામાં રખવાળને પજવી કેરી પાડતા અને ચોમાસામાં ઉઘાડા થઇને વરસાદમાં નાહ્યા કરતા તમારા સૌના અમુચમુ ફરી પાછા થઇ જઇએ.

ભારે કરી! અત્યારે, ત્યારે, અમુચમુ એ અમુચમુ નથી? આ છોકરાને તે થયું છે શું? વિજુદાદા એની સાથે આગળ વાત કરતાં ડરવા લાગ્યા. એમને થયું કે બંનેની વચ્ચે કોઈ છોકરી ન હોવા છતાંયે આ મૈત્રી હમેશ માટે તૂટી જશે.

ચમુનું બધું જ બોલવું ગળી જઈને એમણે કહ્યું: 'તમે તો અમારા હંમેશ માટે અમુચમુ છો, ત્યાં કે અહીં.' અને નવો દાવ અજમાવીને બોલ્યાઃ 'આવી બાબતોમાં અમુ કરતાં તું જરા વધારે ભોળા દિલનો હો! એ એને, જો ને, કેવો આલમરત ફર્યાં કરે છે, પણ તને તો સારા ગામની ફિકર. આ આટલો ય તું જોવા સરખો રહ્યો છે તે હું તો જાણું છું કે અમુના ખુશમિજાજી સ્વભાવથી જ, નહિ તો તું તો 'એકલા એકલા' ને 'આપણી શાળા' ને એવું એવું જ ગાયાં કરે!...અમુ ખરેખર ખુશદિલ માણસ, એમ તો.'

હં! એમ તો તમારો જ ચેલો છું હોં! અને ધીરે ધીરે રહી પંપાળતા જાઓ છો, ને બીજી બાજુ અમુ વિષે મારો અભિપ્રાય વધુ મીઠો કરાવતા જાઓ છો! પણ એ તો કડવું

પેલું સત્ય કહેવાઈ ગયું તે ગયું, હવે ખોટા લપેડા કરો તે શા કામના? ના, હું એમ ક્યાં કહું છું એ ખોટા છે અથવા તો હું જ સારો છું? પણ, કંઈ વસ્તુસ્થિતિ સામે આંખ આડા કાન કરવાની જરૂર? ઠીક છે મારા ભાઈ, સાથે છીએ ને રહેશું. પણ તેથી જે છે તે કાંઈ મટી જવાનું નથી...

'વિજુદાદા, અમુના ખુશ સ્વભાવની તે વાત શી? સુંદરની ત્યાંની પેઠે અહીં પણ એ માટે એની નામના છે. સુંદરની ચોટલી કપાવવાના કિસ્સામાં તો એણે પોતાને કેવો આબાદ ચાલાકીથી છુપાવી પણ રાખ્યો હતો!' કોઈ પણ ખાસ અવાજ સિવાય, સાધારણ છાપું વાંચતો હોય એમ ચમુ કુદરતી રીતે બબડી ગયો.

એમ? ત્યારે, ખબર પડી ખરી છેવટ. સુંદરની ચોટલી કાપનાર અમુ જ ત્યારે તો! પણ વિજુદાદાને આ ખબર ચમુને મોઢેથી એ સાંભળી અકળામણ થઈ. પસંદ પડવા છતાં બોલ્યા વગર છૂટકો ન હતો; માનસશાસ્ત્રની કોઈ અધિષ્ઠાત્રી દેવી હશે તો એની એ વખતે એમણે મનમાં ને મનમાં આરાધના કરી આવાહન કર્યું હશે. 'છાત્રાલયમાં સમૂહ સાથે રહીએ ત્યારે આવું કેટલુંક વિચિત્ર વર્તન પણ આવકારદાયક મીઠાશવાળું નીવડી રહે છે. સ્વતંત્ર વ્યક્તિ અને સમૂહગત વ્યક્તિ એ બે ભિન્નભિન્ન વ્યક્તિઓ છે. તું તો આ બધું સ્પષ્ટતાથી સમજી શકીશ.' એમણે શાસ્ત્રનાં જાળાં પણ રચવા માંડ્યાં.

આના ઉત્તર લેખે નહિ, પણ પોતાની ધૂનના અનુસંધાનમાં જ ચમુ બોલ્યો: 'ને કમુની સેરને છેડે પેલી ધોળી ચિઠ્ઠી મળી આવી હતી, ત્યારે એની પાછળની પાટલીએ કોણ કોણ હતા એ તમે જાણ્યું જ હશે, છેવટે તો!'

હૃદય ઉપર ધબકારો થયો અને પૂંઠ વાળીને જુએ છે તો અમુ ઓરડીમાં દાખલ થતો હતો. એણે છેલ્લું વાક્ય સાંભળેલું તે ન સાંભળ્યું કર્યું અને તરત જ ઝોળીમાંથી કેળાં ને દ્રાક્ષ કાઢી તાસકમાં મૂકી એણે વિજુદાદા આગળ ધર્યાં. વિજુદાદાએ પણ ચર્ચામાંથી છૂટવા માટે સંતોષનો સુસકારો બોલાવ્યો અને મૌન વર્તનથી થઈ શકે એટલી દલીલો કરવા તૈયાર થયા! અમુએ હાસ્યની રેલમછેલ કરી મૂકી. ચમુ પણ ખડખડાટ હસવા લાગ્યો. વિજુદાદા હતી એટલી શક્તિ એકઠી કરીને એ સાંજે ખીલ્યા અને વિદ્યાર્થીઓ પાસે આખો ભૂતકાળ હસી નખાવ્યો.

હાશ! સારૂં થયું તે મેં ભગનું નામ પાડ્યું નહિ. હું કહેવા જાત કે મારા બપોરના બોલમાંથી કશું સૂચન મેળવીશ નહિ, તો નકારાત્મક કથનમાંથી જ એ નવેસરથી સૂચન મેળવત, કે મેળવેલું મજબૂત કરત. ચાલો, પણ હવે કંઈ ડર નથી. હાસ્ય તો હાસ્ય જ છે. મગજની ગલીકૂંચીઓને સાફ કરવાનો એક જ માત્ર ઉપાય છે કે હાસ્યનાં મોકળાં પૂરને એમાં ફરી વળવા દેવાં.

વિજુદાદા સંતોષથી જવા માટે ઊભા થયા.

'ઠીક ત્યારે, તમારા પર અમારા કરતાં એમનો વિશેષ હક હોય તો ત્યાં જમો, ત્યાં રહો. બાકી તમે વીમો ઉતરાવવામાં ન માનતા હો તો પણ અમારા છાપરા નીચે સૂવામાં કંઈ ખાસ વાંધા જેવું નથી.' અમુએ હસતાં હસતાં વિદાય આપી.

'ફરી મળજો પાછા, વિજુદાદા. શાળાના અમને તો કંઈ પૂરા સમાચાર પણ મળતા નથી. અહીં આવે ત્યારે ય

કોઈ તમારા જેવા શિક્ષક જ મળે છે. ચોપડીઓ લેવા કરવામાં કંઈ કામ પડે તો અમને કહેજો.' ચમુએ કહ્યું.

દાદરો ઊતરતાં ઊતરતાં વિજુદાદાએ કહ્યું: 'ચોપડીઓ તો હવે નિશાળ તરફથી લઈ જતા નથી. એક બુકસેલરે મંગાવવા કરવાનું ઉપાડી લીધું છે...વારુ ત્યારે, સલામ!'

'સલામ!' એવડો પડઘો સાંભળી ખૂશખૂશ થતા વિજુદાદા ચાલ્યા ગયા.

'બુકસેલરની પણ દુકાન ગામમાં થઈ ખરી! વિજુદાદા ચોપડીઓ લેવા આવ્યા હશે એમ જ મેં તો માનેલું!' ચમુએ ઓરડીના વાતાવરણને ચાલુ રાખ્યું.

'વિજુદાદાને અહીં હજાર કામ. આપણા પર ભાવ એટલે આટલું વળી ડોકાઈ ગયા. ક્યારના આવ્યા હતા! મને મોડું થઈ ગયું આવતાં જરી, નહિ?'

'તારા આવતાં પહેલાં પોણોક કલાક થયો હશે એમને આવ્યે.'

'તે એટલો બધો વખત તમે કમુની સેટ જ ગૂંથ્યા કરી! હું આવ્યો ત્યારે કંઈ 'છેડા' સુધી આવ્યા હતા, નહિ?' એને 'નહિ' પૂછવાની ભારે ટેવ હતી. અને ત્યારે એ અનહદ મીઠો લાગતો. અમુના આ કથનને શુદ્ધ હાસ્યમાં ખપાવો કે કટાક્ષમાં ખપાવો, ચમુને માટે એ અપાર કંટાળો ભરેલું હતું.

'તે આમાં આટલો મિજાજ શો? તું ને એ પરણો એટલે પછી એના નામની કશી ય વાત તું મારે મોઢે સાંભળે તો કહેજે.' ચમુને થયું કે એણે આબાદ પરખાવ્યું.

'તને એણે છેવટે નિરાશ કર્યો, નહિ? વિજુદાદા શું કહેતા'તા?

મારી અદેખાઈ આવતી હશે. પણ, જો, તને હું કહી રાખું. મારે ને એને કાંઈ લાગે કે વળગે. હજુ વિજુદાદાને કહી કાંઈ થઈ શકે તો તારે માટે...'

'મારે માટે બધી ચિંતા તારે કરવાની જરૂર નથી. માણસો મિત્રોમાંથી તરત મુરબ્બી કેમ થઈ જતા હશે?'

હવે આ કમુ વિષે કંઈક કહેવાની જરૂર છે. પણ કંઈ કહેવા જેવું એનામાં છે પણ નહિ. પોતે કુલીન બ્રાહ્મણકન્યા હોવાથી પોતાની અશક્તિ વિચારી લઈને એણે સાવધપણે આ વણિકએલડી સાથે બહેનનો કે ધર્મની માનેલી બહેનનો જ વ્યવહાર રાખેલો. એ લોકોનાં નામ સાથે પોતાના નામનું આકસ્મિક સામ્ય એ સંબંધમાં કારણભૂત છે એવું કહીને બીજાંઓ આગળ એ દિલચોરી પણ કરતી. નવું શિક્ષણ પામેલા પણ કંઈક જૂની ઢબના હેડમાસ્તરે દીકરીને પોતાની નિશાળમાં ભણાવાય એટલું ભણાવી; પણ આગળ મોકલવા હિંમત કરી નહિ. આ મિત્રોને પણ કમુમાં કંઈ ખાસ પ્રકારનો રસ હતો કે નહિ એ ઝટ નહિ કહી શકાય. અમુ પોતાની લાગણીને મૂંગી જ રાખતો, અગર હસવામાં જ પ્રદર્શિત કરતો. ચમુને થતું કે પોતાને બીજા ચમનોની પેઠે કોઈ 'ચમનિયા' કે 'ચમના' કહેતું નથી, પણ ચમુ કહે છે. ને સૌ ચમુ કહે છે એટલું જ નહિ, પણ પોતાના નામની એક બાજુ અમુ ને બીજી બાજુ કમુ!! ઉંમર વધતાં એનું આકર્ષણ કદાચ ડાબા કરતાં જમણા હાથ તરફ વધ્યું હોય તો નવાઈ નહિ. ને એવા આકર્ષણનો આવિષ્કાર એણે વિજુદાદાને એ પ્રથમ રસ્તાપર મળ્યા ત્યારે કમુ વિષે પ્રશ્ન કરીને કર્યો, એ વખતે અમુએ એની એ વૃત્તિ પર ઠંડું પાણી છાંટવાની શી જરૂર? પછી,

કહો, અમુનો કંટાળો ન આવે ? વિજુદાદા પૂછતા'તા તે કાંઈ ખોટું નહિ ! ને કાંઈ આ પ્રથમ વાર અમુ કંટાળો આપતો હતો ? ના ના, સવારના દાતણની વાત જવા દો તો યે બીજી કેટલી ય વાર, પહેલાં પણ અમુએ કંટાળો ઊપજે એવાં ઘણાં કારણ ઉપસ્થિત કરેલાં...

પણ એ બધાં હવે હમણાં જ જડી આવ્યાં ! !

ને હવે તો અમુનો 'ખુશમિજાજ' આકાશ વટાવતો જાય છે. 'હવે તારે રાતમાંથી સવાર થવા દેવી છે કે નહિ ? મને શા માટે પજવે છે ? કાલ રાતે કોને ચીડવીશ તે જોઉં છું.'

'તે એમ છૂટા પડવાની ધમકી આપે છે એના કરતાં તો ભડ થઈને હેડમાસ્તરને જ સીધેસીધું કહી દે ને કે...' અમુએ આટલું બધું નહોતું કહેવું જોઈતું.

વચ્ચેથી ચમુએ એને સાસું ચોંપ્યું: 'ચિઠ્ઠી તો તો તેં બાંધી હતી તે પોતાને જ એવી સલાહ આપને !'

બીજી સવારે વિજુદાદાને થઈ આવ્યું કે લાવ જરી જીવને ખાતરી કરી આવું કે છોકરાઓ મઝામાં છે. આવીને જુએ તો ઠાઠ ઓર જ હતો. ચમુ પોતાનાં ગાંસડાંપોટલાં બાંધતો હતો. બીજી બાજુ અમુ પણ બિસ્તર બાંધતો હતો.

'કેમ !'

'વિજુદાદા, કંટાળ્યા આ ઓરડીથી.' બંનેનો સામટો જવાબ આવ્યો.

'ચમુ, તારે વિજુદાદને શું પૂછવું રહી ગયું હતું ? આવી ચડ્યા છે, તો પૂછી લે.

'શું છે ?'

'કંઈ નહિ.' એક તો વિજુદાદા, ને એમની આગળ વળી આખી જન્મોતરી ખોલીને ક્યાં ભવાડો કરવો? પણ એમણે ફરી પૂછ્યું: 'શું ચમુ?'

'એ તો કમુની વાત કરે છે.'

'અરે હા! એ તો હું તમને કહેતાં જ ભૂલી ગયો. એનીસ્તો કંકોત્રી છપાવવા હું અહીં આવ્યો છું.'

અમુચમુ એકમેક સામું જોયા સિવાય જ સ્વતંત્ર રીતે એકસામટા ખડખડાટ હસી પડ્યા.

'ક્યારે લગન છે? અરે! તમે કહ્યું પણ નહિ?'

'આવતી પૂર્ણિમાએ. મૂતસદ્દના છોકરા સાથે.'

અમુચમુ એકમેકના સામું જોયા વગર રહી શક્યા નહિ ને ફરી પાછું બંને મોટેથી હસી પડ્યા.

વિજુદાદા મગજમાંથી માનસશાસ્ત્રની કંઈ કૂંચીઓ કાઢતા હોય એમ માથું ખોતરતા ઊભા રહ્યા માણસનું મન છેવટે તો કોઈ અગમ્ય કોયડો જ છે એવા કોઈ સિદ્ધાન્તને જાણે શૂન્યમાંથી સાકાર કરવા મથતા ન હોય!

અમુ બિસ્તર ઊખેળતો હતો એની નજર પાછી, મૂળ ઠેકાણે ફરી ચીજો ગોઠવતા ચમુની નજરને મળી ને વિજુદાદાની મૂંઝવણની દયા ખાધા સિવાય બંને ફરીવાર પાછા ખડખડાટ હસી પડ્યા.

## ઇનામી વાર્તા

ઘણે વરસે અચાનક અહીં શહેરમાં કિશોરને ભાળીને મનમાં હું અરધોઅરધો થઈ ગયો, પણ કોઈ નહિ ને અહીંની આજકાલની એક યુવતી જોડે એને ઊભેલો જોઈ જાણે એને તોપને મોઢે ચડેલો દેખતો હોઉં એમ તરત બીજી ક્ષણે જ હું ધાક ખાઈ ગયો. વાતાવરણ અસન્ન હતું એટલું જરી આશ્વાસન હતું.

બેબિલોના બાગના પશ્ચિમ તરફના મંડપો જેને આકર્ષે છે તેને જરી વધારેપડતા આકર્ષે છે, અને ખાસ આંખવાળા લોકો ત્યાંથી પ્રવેશે છે એટલું જ નહિ પણ નીકળે પણ છે ત્યાંથી. અને એ ભાગની આખી રચના જ એવી છે કે જાણે કુદરતના ઊંડાણમાંથી તમે બહાર આવતા હો એમ મનને લાગ્યા વિના ન રહે. હું ધંધાદારી માણસ કોક દિવસ ફરવા જાઉં ત્યારે સહજ એ તરફ પગલાં વળી જાય. અને બગીચાઓમાં 'જોવાનું'–બગીચાઓમાં જ્યાં જોવું એ કરતાં જોવાવુંનું સૂત્ર લઈને ઘણો ભાગ જતો હોવાથી જોવાનું

ક્ષેત્ર બહોળું, હરીફાઈવિગરનું અને છતાં વિસારે પડેલું જ રહે છે–ઘણીવાર ઘણુંઘણું જોયું છે, પણ આજનું દૃશ્ય તો તદ્દન વા–ન–વા ! અને તેમાં પણ મારા જૂના લંગોટિયા મિત્ર કિશોરને આ બધી ઈંદ્રજાળમાં ફસાયેલો જોઈને તો મારા હોશકોશ ઊડી ગયા.

લીલોછમ ભરચક મંડપ, વચ્ચે છાયાચિત્ર જેવી એ પુરુષસ્ત્રીની આકૃતિઓ ને પશ્ચાદ્ભૂ રંગે છાંટેલા આકાશની. વાંસએક ઊંચે રહેલો સૂરજ આથમતાં પહેલાં વાદળાના બાકોરામાંથી કિરણરંગોનો વિશાળ વીંઝણો રચી શું નું શું કરવા ધારતો હતો તે સમજાતું નહોતું. મેઘધનુષની કમાનો સીધી કરવા જતાં છટકી ગઈ હોય એવી રંગછટા બધે રેલાઈ હતી. અને આ બધા વચ્ચે મારો મિત્ર કિશોર ! બાળો ને ભોળો ! !

હું અચંબામાં એકએ ડૂબકી મારી લઉં તેટલામાં તો પેલી યુવતી મંડપમાં ભરાઈ ગયેલો સાડીનો છેડો જોસથી ખેંચી લઈ નીચે ઊતરવા માંડી. કિશોરે નીચા નમીને ભોંય પર પડી ગયેલું છાપા જેવું કંઈક હાથમાં લીધું ને ઉતાવળો ઉતાવળો બોલ્યો :

'આ તમારું વર્તમાનપત્ર !'

'હં ?' કરીને એણે પૂંઠ વાળી. અડધી પળના એ પ્રશ્નસૂચક વળાંકમાં આંખના અને ચહેરાના ડાબા ભાગના રંગોને સૂર્યકિરણના વીંઝણાએ એવા પ્રજ્વાળ્યા કે એનું જાણે એને પોતાને જ ભાન થઈ જવાથી એ 'કોકનું હશે' એમ ઠસ્સાથી બોલી, ને જોયું ન જોયું કરી મોઢું ફેરવી લઈ ઝટપટ પગથિયાં ઊતરી ગઈ.

તે એને કમોતે મારવા માગે છે કે શું ? એના હૈયાને છૂંદવા બેઠો છે કે શું ? એણે ખુશાલને રાડ પાડી. સૂની નજરે બોલી: 'આ તારો દીકરો !' તિરસ્કારથી એણે એને વીંધી નાખ્યો.

'બાપુ, એ ઠીક ન કર્યું. ડોસાને કહેવું'તું કે ભલે મારું લોહી લે !' ગભરાયા વગર છગને ચલાવ્યું.

'લે, સાંભળ, ખુશાલ !...આ દીકરા નામ રાખશે ?... કુબેરનો વેશ જ એવો છે !'

ખુશાલ ને છગન બે ય એક ઝાળે સળગી ઊઠ્યા.

'કોઈ કાંઈ ગાંડી થઈ ગઈ છે ?...પણ બાપુ, તમે એક સરસ મોકો જતો કર્યો. આજે મને પાસેનું ઘર જડમાંથી ઉખેડવાનો લહાવો મળતો હતો તે તમે ખોઈ આપ્યો.'

'કેમ ?'

'હેં !' ચતુર પણ ખુશાલની સાથે બબડી.

'હા. આવો મોકો હવે મને ફરી આ જનમારે મળે ત્યારે ખરો. ડોસો જાણત કે તમે એનું તારવા બેઠા છો, એના દીપડાને ઉગારવા તૈયાર થયા છો. ને હું મારે બીજી બાજુ મારું કામ કરત.' અને ખોંખારો ખાઈ કોઈ અજબ ઉત્સાહ ને ખુમારીથી આગળ બોલ્યો: 'એક વાર ડોસાના દીપુમાં આ છગનનું લોહી પેસવા પામે તો પછી જોઈ લો મજા. આ છગનના લોહીના ટીપેટીપામાં ડોસાનું કાસળ છે. એનું એક બુંદ જો એના દીકરામાં પેઠું ને, તો એ દીકરાને હાથે જ એનું કાસળ ગયું સમજો. આપણે પછી કંઈ કરવાનું જ નહિ. ઊભા ઊભા જોવાનું. ને ડોસો તો આખો વખત તમારો ઓશીંગણ રહ્યાં કરે ને માન્યા કરે કે નસ ફોડીને તમે એને લોહી દીધું.'

'હં!' ચતુર ને ખુશાલ બંને વિચારતાં થઈ ગયા.

'આવો મોકો ફરી મળવો કેવો?'

'હજી ડોસો સવારે ઇસ્પિતાલ તો પહોંચશે.' ધીમે ધીમે ચતુર બોલી.

'તું વહેલો ઊઠે તો પ્હો ફાટયે તો ત્યાં.' ખુશાલે પણ કહેવાનું કહી દીધું.

'હા, ને એક વાર દીપુ છગનલોહિયો થઈ જાય, પછી તમે તમારે નિરાંતે આરામ કરો. આ ઘરનું તો આચમની જેટલું લોહી જશે પણ એ ઘરનો આખો ને આખો દીકરો એનાં માબાપની નજરો આગળ વિફરીને આ ઘરનો થઈ જશે. એ મરી જાય એમાં શું મજા? જીવવા દો, બિચારાને જીવવા દો, ને ધીમી કરવતે એના જ ઘરનું નિકંદન કાઢવા દો.' છગનનો આવેશ અલૌકિક હતો.

'બાપ, સો વરસનો થા!' ચતુરે આશીર્વાદ દીધા, 'ને એ દીપુ યે સો વરસનો થજે.'

'—જો એક વાર એ છગનલોહિયો થઈ જાય.' છગન એની ધૂનમાં જ ચકચૂર હતો.

'થશે, બેટા, થશે. અમે ભગવાનને અરજી કરશું કે તું પહોંચે ત્યાં લગી એને સંભાળી લે, ને તારું ધાર્યું પાર ઉતરે!' ચતુર અદ્‌ભુત ઉમળકાથી છગન પર મીટ માંડી રહી.

[ ૪ ]

દવાખાનામાં દીપુએ પોતાના ઓશિકા આગળ છગનને જોયો ત્યારે પહેલાં તો એણે માન્યું નહિ, પ્રથમ તો પોતે જીવે છે એ જ માનવા એ તૈયાર ન હતો અને એમાં પોતાના માથા પર હાથ રાખીને પડખે છગન બેઠો છે એ તો આ

જન્મમાં કદી કલ્પી જ ન શકાય એવી ઘટના હતી. એના ક્ષીણ શરીરમાં સ્મૃતિ કાંઈ ક્ષીણ થઈ ગઈ ન હતી. એને યાદ આવ્યું કે કેવા વીલે મોઢે પિતાશ્રી પાછા આવ્યા હતા. કોઈને પૈસા આપીને ઉપચાર માટે એ તજવીજ કરવાના હતા, પણ એણે પોતે જ ના પાડી હતીઃ 'બાપુ, તમે દુખી થાઓ મા. મારે લીધે તમારે દુશ્મનના પગે માથું મૂકવું પડ્યું. હવે આ અભાગિયો દીકરો તમને ઝાઝી વિટંબણા નહિ દે.'

'ના, બાપ, સો વરસનો આવરદા પામજે!'

'પણ બાપુ, તમને વચન દઉં છું કે ફરી ગમે તે જનમ મળે તો યે તમારું અપમાન ભૂલીશ નહિ.' મરતી વેળા પણ માણસ વેર ભૂલતો નથી. વેર વધારવામાં જ જાણે કંઈ મજા ન હોય! 'બળદિયો બનીશ તો એને શીંગડેથી પૂરો કરીશ, ને અમથી કીડી બનીશ ને, તો યે કાનમાં પેસી જઈ એનું માથું ફુટાવીશ!' ઝાઝું બોલી નહિ શકવાથી આવેશમાં એ મૂંગો મૂંગો સમસમી રહ્યો. હમણાં હોલાઈ જશે, હમણાં બધું પૂરું થઈ જશે એવી દીપુની સ્થિતિ હતી. એ પોતે તો ક્યારનો ભાન ગુમાવી બેઠો હતો. ને હમણાં આંખ ખોલે છે તો, કાંઈ વેર હજી અધુરું રહી ગયું હોય એમ, સામે છગન આવીને બેઠો છે. એને થયું, પોતાને મૃત્યુ પછી પણ છગનનું ભૂત છોડતું નથી શું?

કહેવાની જરૂર નથી કે માધવે દીકરાની મૂંઝવણ સમજી જઈને છગનના આત્મભોગની વાત આર્દ્ર અવાજે દીપુને વિસ્તારથી કહી. એ સાંભળતાં સાંભળતાં દીપુના જીવનના અણુપરમાણુ પલટાતાં ગયાં. એને પોતાની પલક પહેલાંની

આશંકા માટે શરમ આવી, છેવટે તો છગન પોતાનો ભાઈ હતો, ગમે તેટલો ખરાબ હતો તો ય સાવ ક્રૂર તો ન જ હોઈ શકે એ પોતે સમજવું જોઈતું હતું. 'મેં એને હળાહળ અન્યાય કર્યો, એણે તો પૂરી માણસાઈ બતાવી. એના આખા જીવમાંથી બટકું જીવ આપ્યો. મારે માણસાઈમાંથી જવું ન જોઈએ...' સંતૃપ્ત વાછરડાની માફક આખા ચહેરાની એક આંખ કરીને છગનં ભણી એણે જોયું. છગન સમજી ન શક્યો કે એ પોતાને ગમ્યું કે ન ગમ્યું.

[ ૫ ]

ગામનાં સૌ લોકો કહેતાં 'છેવટે ભાઈ.' એ સાંભળીને ચતુર ઊભી ને ઊભી સળગી જતી. દીપુ જીવી ગયો એ ખરું, પણ બે ઘર વચ્ચેનો કલહ પણ જીવતો જ રહ્યો. એક માત્ર છગન વારંવાર દીપુની ખબર પૂછી જતો. ને એમાં કોઈને કશું અણુઘટતું પણ લાગતું નહિ. પણ છગનને પોતાને દીપુ પાસે આવતાં ભોંય ભારે લાગતી. દીપુ જે નજરથી એની સામે જોતો એ નજર એનાથી જીરવાતી નહિ. એને એની મા સાંભરી આવતી. જે નજરથી દીકરા સામે પોતાની પત્ની જોતી તે એને યાદ આવતું. પોતે વેરની જ્વાળાથી બળું બળું થતો અહીં આવતો, તે તો એની નજર આગળ પળમાં ઝૂકી જતી. એને ચતુર પ્રેરતી તેથી જ એ અહીં આવતો એમ પણ ન હતું. દીપુ પર પોતાનો કંઈ અધિકાર હોય એમ એ માનતો હતો, પોતે એને બચાવ્યો એથી એમ માનવાનો પોતાને હક છે એમ તે સમજતો. શરુઆતમાં દીપુના વર્તાવ પરથી એને લાગતું કે જાણે દીપુ એની દયા પર ન હોય, એવા આર્દ્ર ભાવથી દીપુ એની તરફ જોતો. જાણે પોતે આપેલું

થોડુંક લોહી દીપુના આખા પ્રાણપ્રવાહને પોતા તરફ ખેંચી લાવતું ન હોય! કોઈ જાદુગર એકાદ પ્રચંડ ફણીધરને નિર્દંશ કરી પોતાના કરંડિયામાં પૂરવા કરતો હોય એવી છટાથી છગન આવતો. પણ નાગના દાબલામાં જરી ફેરફારની જરૂર છે. છગન જાદુગર ન હતો પણ બીજો ફણીધર હતો. ને વાત એવું રૂપ લેતી હતી કે દીપુની સાથે કામ લેવામાં પોતે પણ નિર્દંશ થતો જતો હતો. દીપુમાં વહેતું પોતાનું લોહી એને પોતાની તરફ ખેંચી લાવતું હતું એ સાચું, પણ સાથે સાથે એ પણ સત્ય હતું કે પોતેય આખો એની તરફ ઘસડાતો હતો.

'કુબેરશાસ્ત્રી તારામાં છે ને મારામાં યે છે. તારામાંથી થોડા મારામાં આવ્યા, ને જીવતા રહ્યા.' દીપુએ જ્યારે આમ કહ્યું ત્યારે એ એટલો તો નાસીપાસ થઈ ગયો કે ઘેર જઈ ચતુરફોઈને ખોળે માથું નાખી રડી પડ્યો: 'ફોઈ, ફોઈ, દીપુ મને ગળી જાય છે, મારી એક નસ નહિ પણ આખા દેહની નસોને ચૂસવા બેઠો છે. મારું હૈયું, મારું બધું જ ગળી જવા બેઠો છે, મને ઉગારી લો, કોઈ!'

ચતુર આ સાંભળીને રડી પણ ન શકી. 'એ લોહી-તરસ્યો તારું રગત પીવા જ માંદો પડેલો, બીજું શું?' ડઘાઈને એ ભીંતની આરપાર જોતી હોય એમ જાણે તાકી રહી.

છગન રડતો હતો, ને આંખને ટીપેટીપે, ચતુરે કુલપ્રવાહમાં આડી નાખેલી શલ્યાને પિગાળતો હતો.

## છેલ્લું છાણું

સૂર્યાસ્ત. આથમણા બારણાનું ઘર. સંધ્યાના કેસૂડિયા રંગથી લીંપાયેલી ઓસરીમાં ખાટલા પર હિંમત અને વેણીલાલ બેઠા છે. હિંમત પોતાની વાંસની ગેડી હાથમાં લઈને ઊભો થવા જાય છે.

'ઠીક ત્યારે વેણીલાલ. વેળા છતો કૂવે આંટો મારી આવું. જોને ટાઢનો ચમકારો તો અત્યારથી...'

'શી ઉતાવળ છે?'

એટલામાં બંને જુવાનોની પડખે થઈને એક બાઈ ઉતાવળી સોડિયું વાળીને હાથમાં એક છાણું લઈ ઘરમાં જાય છે. એની પાની પર પ્રકાશતા સાન્ધ્ય તેજથી અંજાઈને જાણે, આડુંઅવળું જોઈ હિંમત પાછો ખાટલા પર બેસી ગયો. શીંગડીવાળી ગેડી બે જણની વચ્ચે પડી રહી. વેણી બોલ્યો :

'દેવતા લેવા આવી લાગે છે.'

'શો હમકો છે!'

'તને નકામો રખડાવી માર્યો! જયરામ મરી ગયો, ને હવે તો બિચારીને ડોશી પીંખી પીંખીને ખાઈ જાય છે.'

'ડોસી ગમે તેવી તો ય તારી કાકીને? તમારું કુટુમ્બ શૂરુંપૂરું છે. જોજે, અત્યારથી લખત કરી આપું છું, આ જીવી પણ એ ડોશી જેવી, કરડવા આવે એવી ન થાય તો કહેજે.'

'આમારે શું, અમારા કુટમ્બને શું? અમે તો હવે એકમેકથી બોલવાનું પણ માંડી વાળ્યું છે. ઘર જોડાજોડ ઘરડાંએ કરેલાં છે એટલું જ. એ ડોશી...'

'એમાં બિચારીનો આનો શું વાંક? તમે એવું રાખશો તો આ યે જલદી ડોશી થઈ જશે.'

'તને લાગણી ભારે થઈ આવે છે; તો રહેને આ સામા ટીંબા પર છાપરી નાખીને.'

જીવી છાણા પર અંગારા મૂકીને બહાર આવી. સંધ્યાનું લાલ લાલ અજવાળું ચાલ્યું જ ગયું હતું એમ લાગતું હતું તેને એના મોંઢાએ એકદમ છતું કરી દીધું. સ્થિરતાથી, ગંભીર ચહેરે, હિંમત અને વેણીની પાસે થઈને સાવચેતીથી ગેડી ઓળંગીને એ પસાર થતી હતી, ત્યાં હિંમત પણ જવા માટે ઊઠતો હોય એમ હલ્યો.

'ઠીક ત્યારે, મકાઈમાં ઢોર પેસી ગયાં હશે કાં તો!'

અને એનું બોલવું એણે પણ પૂરૂં સાંભળ્યું નહિ હોય.. ગેડી હાલી કે શું પણ લુગડામાં ગેડીની શીંગડીઓ ભરાવાથી જીવી પડતાં પડતાં રહી ગઈ ને એના હાથમાંથી છાણું હતું

તે ક્યાંય દૂર ટૂકડા થઈને પડયું ને અંગારા આંગણામાં જતા વેરાયા.

અંગારાથી પણ તાતી આંખોથી જીવીએ બંને તરફ જોયું, ને હતો તેટલો શ્વાસ વાપરીને બોલી :

'જોતા નથી, આંધળાઓ ! આંખો કપાળે ચડી ગઈ છે તે ! પડી ગઈ હોત તો ? એ તો ઠીક થયું તે અંગારો મારી ઉપર ન પડ્યો.'

એના ગુસ્સાથી રાતા થઈ ગયેલા ચહેરા પર સંધ્યાનો છેલ્લો છેલ્લો રાતો રંગ છંટકાઈને એના ક્રોધની અસરને મારી નાખતો હતો. પેલા બંનેને એના ક્રોધમાં જ જાણે મઝા પડતી હોય, એ વધારે તપે ને કંઈ બોલે એમ જ ઇચ્છતા હોય એમ સામું કોઈ બોલ્યા જ નહિ.

જીવીના હોઠ અપાર ક્રોધથી કંપવા લાગ્યા. વેરણ સંધ્યાને લીધે એ કદી ન હતી એવી રમણીય લાગતી હતી. હિંમત અને વેણી બંને અપૂર્વ આનંદથી એની સામું જોઈ જ રહ્યા, ને આછું આછું મલકાયા.

હવે જીવીથી ન જ રહેવાયું. 'નફ્ફટો, તમારી માની સામું જોઈ જોઈને હસોને જઈને.' અને નીચા નમીને એણે ક્રોધની ધૂનમાં ને ધૂનમાં છાણાનો એક ટુકડો ઉપાડ્યો પણ ખરો.

પણ એટલામાં, 'મા' વાળું સાંભળીને ઘરમાંથી વેણીની મા, પચાસ પંચાવનની ડોશી, હાથમાં દહોણી લઈને બારણે આવી ઊભી. આકાશમાં ને સૌના મોઢા પર અંધારું ઉતર્યું.

'શું છે વેણી ? શેની ધમાલ છે !'

'કંઈ નહિ. એ તો ભાભી દેવતા લઈને જતી હતી, ને ઠેસ વાગી ને પડી ગઈ એમાં અમને ભાંડે છે.'

'ઠેસ વાગી? ઠેસ વાગે ને મારા વેરીને.' જીવી ભભૂકી ઊઠી. ને ડોશી તરફ જોઈ બોલી, 'આ તમારા વેણીને કંઈ કહો કે માણસની રીતમાં ચાલે, ને આખા ગામ છેડાના બળદિયા લાવીને અહીં ટોળે ન કરે.'

ડોશીએ હિંમત તરફ જોયું,

'ના, ના, ફોઈ. હું તો મારે, કૂવે જતો હતો. વેણીએ રોક્યો તો વળી બેઠો...પણ એ તો એને ટેવ પડી છે. મને જુએ છે કે એની આંખ ઠરડાઈ જાય છે. મેં તે એનું એવું શું બગાડ્યું છે?'

'જો, જીવલી, તારી સાથે ઝગડો કરવો નથી. પણ આમ તારે આળ ચડાવતાં ફરવું હોય તો અહીં દેવતા લેવા જ શા સારૂ આવી, કહે?'

'કોકવાર કામે આવું છું કે મંગુડા માટે આવું છું. તમે આવવાની ના પાડશો ત્યારે કદી ય ઉમરો ચડું તો કહેજો. પણ આવવા દઈને પછી ગામનાં માણસોની કને મારી મશકરી...'

એનાથી પૂરૂં બોલાયું પણ નહિ. એ રોવા જેવી થઈ ગઈ.

'જો રે માં, ડોશી વળી ડાકણની જેમ આવીને બાઝશે તું જુએ છે કે એને અમારાથી પહોંચાતું નથી, એટલે એનાથી તો અમે બોલતાં સુદ્ધાં નથી. તું તારે અહીં આવે જાય છે, બોલે ચાલે છે, તો અમે ય સામું બોલીએ ચાલીએ છીએ. બાકી ડોશીએ તને અવળું ભણાવી હોય તો એ જાણે ને તું જાણે.'

'ડોશી કોને ભણાવવા ગઈ છે?' કરતીક પાસેના ઘરમાંથી જીવીની સાસુ માંડમાંડ ચાલતી ઓસરીના છેડા લગી આવીને ઊભી. 'આ તે તમે ભણાવો છો કે હું?' અને ધોળાં પૂણી જેવાં ભવાં પર કાંપતી આંગળીઓનું છજું કરીને એણે ઓસરીઆંગણાનો બધો રંગ તપાસી લીધો.

'ક્યાં આવી ટાઢમાં બહાર નીકળ્યાં?' જીવીએ સાસુને અંદર જવા કહ્યું.

હિંમત એની ગેડી લઈને જવા નીકળ્યો.

'જાય ક્યાં?' જીવીએ છાણું વીંઝયું. 'તમારે બેયને કપાળે અંગારાના ડામ ન દઉં તો મારું નામ નહિ. હું મારે સીધીસીધી જતી હતી, ને વચ્ચે તમારે લાકડી ઉલાળવાની શી જરૂર?'

'હં!' જીવીની સાસુ કરાંજીને બોલી, 'હરામી, મારા દીકરાને તે મરાવી નાખ્યો, ને હવે બિચારીની આની પાછળ શીદ પડ્યો છે? તારું જાય રે સત્યાનાશ!'

હિંમત એને રસ્તે રસ્તે ગણકાર્યા વિના ચાલ્યો ગયો. સાસુવહુ બંને ધૂંવાંફૂંવાં થઈ ગયાં.

'જો, વેણીઆ, આપણે ગમે તેવાં વેર હોય, પણ ગમે તેમ, તોય જીવી તારા પિતરાઈની વહુ છે. એની કોક આવીને તારે આંગણે ઠેકડી કરે એમાં તારું શું ભલું...?'

'છો અમારું બુરું દેખાતું? અમારું ભલું દેખાડવા તમને બોલાવશું પાછાં!...મોટાં ઠેકડીવાળાં! નકામી બલા! ચાલ, ભાભી, તારા છાણાના ટુકડા ને અંગારા વીણીને ચાલતી થા.' ભાભીને એ તિરસ્કારમાં અને એની નાનમ બેતાવવા તુંકા-રથી જ બોલાવતો.

'એ રહેવા દે, જીવલી, વીણ માં, વીણ માં! એ અંગારા એના ઘરમાં જ લાગવા દે!'

વેણી સળગી ઊઠ્યો,

'જો ડોશી, એવું આડુંતેડું બોલીશ માં હો! અંગારા લાગે ને તારા ઘરમાં!'

'વેણી, ઘરમાં આવે છે? એ ડાકણ તારો જીવ લેશે. બેટા ઘરમાં આવ, ઘરમાં!' એની બાએ ટમકો મુક્યો.

'ડાકણ? ને તું ક્યાંની દહેરાની દેવી થઈને આવી? લાજતી નથી, આવડી ઘરડીખખ્ખ થઈ, પણ છોકરાને ફટવ્યે જાયે છે તે! કુવેચ્યને વેલે તે, બાઈ, ક્યાંથી...'

'અમારો જેવો છે તેવો વેલો છો રહ્યો. તું તારી નજર અમારી ગમ નાખે છે શીદને? મારા દીકરા પર દાઢ ભરાવીને ઊભી છે તે! જા, ખસ, નહિ તો...'

'ત્યારે નખ્ખોદીએ શા માટે મારી વહુને સતાવી?'

વેણીનો તોફાની છોકરો મંગુ હાથમાં રોટલાનું બટકું લઈને કરડતો કરડતો બહાર આવ્યો ને બૂમ પાડવા લાગ્યો. 'કાકી, કાકી, કેવા અંગારા વેરાઈ ગયા! હાશ. બહુ સારું થયું!'

'ડોશી, તું જાય છે હવે? તને હાથ જોડું છું. એ તારી વહુ પણ ભારે માયા છે. એને કોઈ બોલ્યું પણ નથી. ભાભી, તારે ઘેર જા. તને અહીં કોણે તેડું મોકલ્યું હતું?'

'વેણી, ઘરમાં જાય છે? મંગુડાને પણ ઘરમાં લઈ જા. ટાઢ પણ જોને!......આ ડાકણી તો કદી નહિ ખસે.'

'જીવી, હીંડી આવ, અહીં.'

'ને એ છાબ જેવડું છાણું લઈને અહીં આવીને બધે

આંગણામાં વેર્યું છે તે કયો ચાકર વીણી જશે? એટલું વીણીને જાઓ, ને ખાઓ પીઓ ને રાજ કરો.' વેણી હસતો હસતો બોલ્યો.

'તે આખું છાણું લઈને આવી હતી, એમ?. ડોશીએ ભણાવી હશે, નહિ તો આખું છાણું લઈને દેવતા લેવા ન જવાય એટલાની ય આવડી બર્ઘરીને ગમ નહિ હોય? જો તને કહ્યું, કોરભાંગ્યું છાણું લઈને આવે તો આવજે. મસાણિયું છાણું, આખું ને આખું લઈને અહીં દેવતા લેવા આવતી નહિ.' વેણીની બા બોલી,

મંગુ જીવીને વળગીને બોલ્યો, 'લાવ, કાટી વીણી આપું.' પણ માની આંખ જોઈને ડરીને ઘરમાં ચાલ્યો ગયો.

જીવીની સાસુથી નબળાઈને લીધે એક શબ્દ પણ બોલાય એમ ન હતું. પણ બોલ્યાં વગર છૂટકો ન હતો.

'જીવી આવે છે કે નહિ? છાણાના ટુકડા છે ને? રહેવા દે, કયાં આખું છે?...એના નસીબમાં લ્હાય લાગે!'

'ડોસલી, છાની મર નહિ તો તને ભોંય ભારે પડશે હો!' વેણીથી ન રહેવાયું.

'તે નખ્ખોદિયા, તું જ છાનો મર ને!'

વેણીની મા વચ્ચે પડી, 'ભાઈ, તું ઘરમાં જાય છે? કયારનું તને કહ્યું? એને નખ્ખોદ સિવાય બીજું કાંઈ જીભે ચડતું નથી. એનું ગયું છે, ને આપણું ગયું જોવા જીવે છે. શી ઝેરીલી બલા છે!'

'હું તો કહું છું સૌ જુગજુગ જીવજો!' ને થાકથી જીવીની સાસુ હાંફવા લાગી. ઝઘડાની સાથે અંધારું પણ જામતું જતું હતું.

'હા. હા. જીવશું, જીવશું. ને તું બારીલી જોતી રહીશ ને રોતી રહીશ. પણ જરી ટાઢો જીવ રાખ, ટાઢો. આપણને નહિ તો આપણા પાડોશીને હજો એમ પણ લોક તો રાખે છે. ને તું તો કટમ્બણ મૂઈ છે!'

'કટમ્બ ગયું મસાણમાં!'

'તે મસાણમાં પણ એમને એમ ક્યાં જવાય છે?' વેણીએ સામું ચોંપ્યું. 'આ હું હતો તો મારા નાથુભાભાની દુણી દોરીને મસાણે લઈ ગયો હતો. ને તાકડે હાજર હતો તો આ જયરામ મૂઓ ત્યારે ય, તમે તો અમારાથી બોલતાં પણ નહિ તો યે, છાણું લઈને હું આગળ થયો હતો. ગામમાંથી બીજું કોઈ છાણું લઈને આગળ નીકળવાનું હતું?'

વેણીની બાએ ઉમેર્યું, 'ને આ તું આટલી ગાજી મરે છે, તે કાંઈ અમ્મરપટો લખાવીને આવી છે? આખી જિંદગી તમે બેય જણાં અમને શરાપ દેશો તો ય આ મારાં છોકરાંને છાણું દોર્યા વિના છૂટકો છે?'

જીવી સાસુ કને લઈ પહોંચીને ઊઠાડી અંદર લઈ જવા મથતી હતી.

'છોકરા મારા, તારાથી સહન થતા નથી, પણ એના હાથે અગ્નિસંસકાર પામીને તો તારે સરગે જવાનું છે.' વેણીની બા પોતાના ઘરમાં જતી જતી બોલી.

સાસુને ઉઠાડી લઈ જઈને ખાટલા પર સુવાડીને જીવીએ જરી પાણી આપ્યું. પીને ડોશી બોલી, 'ક્યાં જાય છે?'

'ક્યાંઈ નહિ. પણ કહો તો સામાં ઘરાંમાંથી દેવતા લઈ આવું.'

'ના બાપ, મને બીક લાગે છે. અંધારામાં ક્યાં એકલી

જાય ? રસ્તામાં પેલો વેરી ભમતો હશે. ને આ આવતોકને એટલામાં મને અહીં ટૂંપી જાય.' અને હાંફ ચડયો એટલે થોડીવાર દમ ખાઈને બોલ્યાં.

'મરી જશું, એજ ને ! ભલે. કંઈ નહિ...તને લાગે છે એટલી બધી ટાઢ ?...નથી, ખરૂં ? ખૂબ નથી ટાઢ, ખરૂં ?... જરી પેલો સાલ્લો ને પેલી તૂટલી ગોદડી મને ઓઢાડને ?'

ઓઢાડીને જીવી દેવતા વગરની સગડી પાસે દીવા વગરના ઘરમાં બેઠી. "હું યે રાં' કવખતની બપોરે દેવતા ભારવો ભૂલી ગઈ. ને વાણીઓ પીટયો દીવાસળી આપતો જ નથી, ધાનના સાટામાં. કહે છે રોકડો પૈસો લાવો. ને દા'ડીવાળા રોયા પેટિયામાં રોકડું નાણું આપે જ છે ક્યાં ? આ લાકડાંની ભારી અહીં લાવી તે વેચી આવી હોત તો કાંક મળત. પણ આટલી ભારી તો આપણે પણ જોઈએ ને..."

'કંઈ નહિ, બાપ, કંઈ નહિ...પણ જીવી, જો સાંભળ,...'

સામે આથમણી દિશામાંથી પવનનો સુસવાટો આવ્યો.

'પહેલાં પેલું બારણું બરોબર વાસને !...વાસ્યું ?'

'વાસેલું જ છે. તરડમાંથી પવન આવે છે. બારણામાં હવે કાંઈ નથી રહ્યું !'

'કંઈ નહિ, બાપ...જો, પણ સાંભળ. વખત છે ને હું મરી જાઉં, મારી અવસ્થા થઈ છે, હમણાંની માંદી રહું છું, સૌ મારી પછવાડે પડયું છે, ને જો વળી મોતનો ભેટો થઈ જાય તો એક કામ કરજે. કરીશ કે ?'

એક બેકનાં મોઢાં જોયા વગર, બે ભૂતની પેઠે પોતે વાતો કરતાં હોય એમ જાણે એમને પોતાને જ લાગતું હતું.

'શું, બાઈ ?'

'બસ? નહિ જ કરે કે? એટલામાંથી ય ગઈ!'

'પણ શું? કહો ત્યારે ખબર પણ પડે ને?'

'જો. હું મરી જાઉં એટલે તારે પોતે થઈને છાણું લઈને આગળ નીકળવું. વેણીઓ કે વેણીઆનો છોકરો કે કોઈ નીકળ્યું તો મારો જીવ જનમો જનમ અવગતે જશે. આ તને કહી રાખ્યું...બોલ, થશે આટલું?'

ટાઢમાં સોડિયું વાળીને બેઠેલી જીવીએ અર્ધભાનમાં કહ્યું,

'હા. હા. એમાં શું? બધાને હાંકી કાઢીશ. જરી સૌને વિચિતર લાગશે. પણ એમાં શું? વેણીઆના હાથનો દેવતા પામીએ તો તો સીધાં નરકે જ જઈએ તો! આપણે એમનો દેવતા જ ન ખપે, બસ.'

'હવે સમજી! એ એને એનાં ઘરનાંનું જ છાણું છો દોરતો...આપ જો તારો હાથ,...જો, તું પોતે થઈને મારૂં છાણું દોરીશ.'

'હું પોતે થઈને છાણું દોરીશ.'

શાંતિ.

પવનના સુસવાટાની એક કટારી બારણાની તરડમાંથી અંદર આવતી જીવીને ભોંકાય છે.

'બાઈ,.....સાંભળો છો કે?

'હં.'

'ને જો હું મરી જાઉં તો...તો કોણ દોરશે? તમે જીવતાં હો તો તમે દોરશો કે?'

'હા. પણ હું જીવતી જ નહિ હોઉં!' અને એ બોખરૂં હસી.

'જીવતાં હો તોજ વાત છે ને! લાવો જો હાથ... જેટલાં ડગલાં બને તેટલું પોતે થઈને છાણું દોરવું, ને પછી ગમે તે ડાઘુને આપી દેજો. હં?'

'હં!'

પછી એ બે ઊંઘ્યાં એની પણ ખબર પડી શકે એમ નથી. કારણ કે આખી રાત બારણા પર પછડાઈ પછડાઈને પવને સામસામા બે સવાલ જવાબો સાંભળ્યા જ કર્યા હતા :

'હં?'

'હં!'

સવારે તડકો થોડો થોડો નીકળ્યા પછી મંગુ લાંબા બોયાની બીડી ફૂંકતો ફૂંકતો બારણા આગળ ગયો. હજી લગી કાકીને ન જોઈ એ અકળાયો હતો. છેવટે બાપા કે મા દેખે નહિ એમ નીચા નમીને બારણાની તરડમાં હાથ ઘાલી આગળો ખસેડી બારણું ખોલી નાખી અંદર ગયો.

'કાકી હજી કેમ ઊંઘે છે? જો ને સામાં ઘરાંનાં નળિયાં પણ સોનાનાં થઈ ગયાં ને!

'લે, જાગે છે કે નહિ?

'જાણી જોઈને બોલતી નથી, કેમ? બાપા ને મા લડ્યાં હતાં. હું ક્યાં લડ્યો હતો?

'હવે ન બોલી તો તો ચાંપું જ, હા!

'લે દેવતા જોઈએ છે તારે? મને કહેવું'તું ને? હું છાનો-માનો લાવી આપત, બાપા ને મા તો છે જ એવાં!' સગડી પાસે એક છાણું પડયું હતું તેના ટુકડા કરી તેમાં એની બોયાની બીડીને ફૂંકીને ભડકો કરી એણે દેવતા કર્યો.

પણ કોઈ હાલે કે ચાલે.

'હવે તો તારો જ વાંક છે !…જો ત્રણ ગણું છું. પછી સાચેસાચ ચાંપવાનો આ વખતે તો.

'એક…બે…ત્રણ…'

એણે બોયાથી કાકીના હાથને ખરેખર ચાંપ્યો. પણ રૂંવાડું ય ન ફરક્યું.

'કાકી, કાકી, મને ટાઢ વાય છે. તારો સાલ્લો ઓઢાડને, એકલી ઓઢીને બેઠી છે તે ?' કહીને એની સોડમાં લપાવા ગયો ત્યારે જતી જીવી સહેજ બબડી, 'ખસ. હં'.

## મારી ચંપાનો વર

**લક્ષ્મી** હજી તો કોડભરી જિંદગીને ઉંબરે પગ માંડતી હતી ત્યાં જ એનું ભાગ્ય નંદવાઈ ગયું. અચાનક જ એનો પતિ તાવથી પટકાઈ પડ્યો અને પૂરાં બે વરસ પણ નહિ માણેલું એવું લગ્નજીવન સંકેલી લઈને ચાલતો થયો. લક્ષ્મીને માટે આખી દુનિયા હતી ન હતી થઈ ગઈ. માત્ર, પોતાના હવે નિરર્થક થઈ પડેલા પ્રફુલ્લ સૌન્દર્યની કૂંપળ જેવી ચાર મહિનાની ચંપા એને મૃત્યુને તેડતાં રોકતી હતી.

સૌ કોઈએ કહ્યું કે લક્ષ્મીનો વર સાવ ઊંધા કપાળનો, એના નસીબમાં લક્ષ્મીનું રૂપ માયું નહિ. આમ મૂએલાને નિન્દી જીવતીને ઘણીવાર લોકો પ્રશંસા અર્પતા. કોઈ વહેમિયું વળી આવીને કાનમાં કહી જતું, 'કોઈ દુશ્મને મૂઠ જ મરાવેલી; નહિ તો તારા વરને ક્યાંય નખમાંય રોગ ન હતો. એના સુખની કેટલાને અદેખાઈ હતી તે!'

એ ગમે તેમ હોય, પણ એટલી વાત તો સાચી હતી કે લક્ષ્મી વરવાળી થઈ તે પહેલાં ગામનું સૌ કોઈ નાનુંમોટું

પોતાની યોગ્યતાઅયોગ્યતાનો વિચાર પણ કરવા રોકાયા વિના જાણે લક્ષ્મીનો વર થવા માટે તૈયાર હોય એવું વાતાવરણ હતું. એમાં વાંક કોઈનો ન હતો. વાંક હોય તો હતો લક્ષ્મીના સોનેરી ઝાંયવાળા ભરપૂર વાળનો, આંખના શાંત તોફાનનો અને જવલ્લે જ ફરકતા પણ તેથી તો દુર્દમ્ય ઉત્પાત મચાવતા સ્મિતનો.

અને એમ છતાં એનો કમનસીબ પતિ કટાણે ખસી ચૂક્યો! પેલા ભરચક લહરિયાળા વાળ એને મળ્યા હતા તે દિવસે એ જ વાળની એકેક લટે અનેક નિરાશ હૃદયો ફાંસીની યાતના પામી ખલાસ થઈ ગયાં હતાં. પણ ભૂંડાથી પોતાથી એ જિરવાયું નહિ! અને આજે એ જ વાળ, ફળાઉ ઝાડ ઉપરથી નમૂળીની વેલઝૂલને પીંખીને ફેંકી દે એમ, લક્ષ્મીના માથા પરથી ઉતારીને ફગાવી દેવામાં આવ્યા. એના હાથ પરથી કંકણ દૂર થયાં! અને, પહેલાં એ જ હાથ પર એ જ કંકણ જરીક જ રણકી જતાં ને તો તો મોટા એ આકાશી ગોળા જાણે ન અથડાયા હોય એવો માણસોનાં હૃદયોમાં ગુંબારવ થતો.

પણ એ બધું જ સમેટાઈ ગયું!

કોઈને કુતૂહલ પણ થતું કે આવી લક્ષ્મીથી વૈધવ્ય શે જિરવાશે; તો વળી નારીજગતનું કોઈ પિછાનદાર આણી વૈધવ્યને સહ્ય કરવાના ઇલાજે પણ લક્ષ્મીને પઢાવી દેવા તલપાપડ થઈ જતું; કોઈ સમદર્શી વિધવાથી લક્ષ્મીનો શોક સહ્યો ન જતો:

'તે આમ ઘેંશછાશ કરીશ, તો તું તો ભલે મરે, પણ સાથે આ છોડીએ શું પાપ કર્યાં છે તે...?'

'તું જ કાંઈ નવાઈની રાંડી છે? બાઈમાણસ છીએ તે નસીબે-રાંડપણ પણ આવે...'

'સાચવી લેતાં આવડતું જોઈએ, બા! પેલી ચતુર તેર વરસની રાંડેલી તે જુઓ છોને, આપણી આંખો તળિયે ત્રીસ વરસની થઈ. કેમ ગંગાબહેન બોલતાં નથી? તમારી બહેનની છોડી, ને કાશીબહેન, તમારા જેઠના દીકરાની વહુ ક્યારે રાંડી તેય કોઈ જાણે છે જરી? સમયસમય પ્રમાણે વરતી લેવું જોઈએ, બા! આપણે તો એટલું સમજીએ...'

'ને હેં! દુઃખ તો સૌને છે. કોને નથી? હેવાતનમાંય ઘણીઓ નરક જેટલી આપદા ભોગવે છે; ને કોઈ રાંડીખડી વળી સુખથી આયખું પૂરું કરતી આપણે ક્યાં નથી જોતાં?'

'હવે તમે પંચાત મૂકશો? રાંડેલાંની ને માંડેલાંની, આખી દુનિયાની વાતો લઈને આવ્યાં છો તે! બિચારીને રડાવીરડાવીને અધમૂઈ કરી નાંખી!'

બોલનાર કોણ છે તે જરી ઘૂમટો ઊંચો કરીને લક્ષ્મીએ પોતે પણ જોઈ લીધું. 'સારું થયું તે સૌને ચૂપ કર્યાં!'

'વારુ, બાપ, આ છોડી પર દયા રાખજે, ને બહુ રોઈશ મા!...'

'સુખ ઓછું આખી જિંદગી હોય છે?...'

'કંઈ કામકાજ હોય તો બેલાશક કહેજે. મારા કિશોરને મોકલીશ......'

'હવે જાઓ છો તમે કામકાજવાળાં?' કરી પેલી બહાદુર બાઈએ વળી સૌને ધમકાવી કાઢ્યાં. અને પછી, એ સૌ તો શું રોયાં હતાં, રામી લક્ષ્મીને ખભે ડોક નાખી દઈ ધ્રૂસકેધ્રૂસકે રોઈ એથી કદાચ એને પોતાને પણ નવાઈ

થઈ હશે. થોડી વારે છાનાં રહીને એણે લક્ષ્મીનો ઘૂમટો પોતાના હાથ વડે આઘો કર્યો અને બે હથેળીઓ વચ્ચે એના મોંઢાને પકડી એની સામું એકીટશે તાકી રહી. મૂંઝાઈને લક્ષ્મી જ બોલીઃ 'સૌને તમે ધમકાવીને છાનાં કર્યાં, ને પોતે જ કેમ આટલું રોતાં હશો ?'

'તું ન જાણે, લક્ષ્મી !' કહી રામી કાંપતી પાંપણે લક્ષ્મી સામું જોઈ જ રહીઃ એ પોતે ત્રીસ અંદરની પીઢ વિધવા હતી. એને તો બાળક પણ ન હતું. એનો વર જ બાળદશામાં ગુજરી ગયેલો.

'શું જુઓ છો ?' અને પછી સહેજ ઉમળકાથી લક્ષ્મીએ ઉમેર્યું, 'આટલા અચંબાથી તો એમણે પણ મારી સામું નહિ જોયું હશે.' અને એટલું બોલતાં તો રામીની હથેળી નીચે લક્ષ્મીના ચહેરાના સ્નાયુઓ ઓગળતા હોય એમ હલવા લાગ્યા. હાથ લઈલઈને રામી બોલીઃ 'એટલે તો કહું છું, રડ મા, લક્ષ્મી ! જો પાછી હું પણ રોવા મંડી પડીશ હો !' અને પછી પાલવથી લક્ષ્મીનાં આંસુ લૂછતાં-લૂછતાં એકદમ પુરુષના જેવો અવાજ કરી દઈ બોલી, 'વિધવાની ગત વિધવા જાણે. તારે તો હજી હવે એકલાં જીવવું છે. અને મેં તો એવું કેટલુંય જીવી નાખ્યું. ગભરાઈશ નહિ જરીકે.' અને જરીક પાછા હઠી એની સામું તાકીને કહેવા લાગીઃ 'હું તો એ જ જોઈ રહી છું કે શું રૂપ છે ! માથેથી વાળ ગયા તોયે એને એ ! હાથ ચાહુંડા સરખા થઈ ગયા તોય રજ પણ ખામી ન પડે ! કાંઈ નહિ, લક્ષ્મી, રડ્યે શું વળવાનું હતું ? લગીરે ગભરાઈશ નહિ. તારો ધણી ફૂટ્યા કપાળનો હશે, તે કાળનો કોળિયો થઈ ગયો, તું તો નથી...'

ત્યાં નાની ચંપાએ ઘોડિયામાં જરી અમળાઈને પડખું ફેરવ્યું, એનાથી બંનેનું ધ્યાન જરીક એ તરફ ગયું.

'લોકનિંદા ? લોક કોણ વળી ? આપણે ને આપણે જ. ઘેરઘેર માટીના ચૂલા. લક્ષ્મી, તને બધુંય સૌની પેઠે ધીરેધીરે સમજાઈ જશે.'

ઘોડિયામાં ચંપાએ જરી ઉંકારો કર્યો. લક્ષ્મી રામીની બેધડક વર્તણુંકથી ડઘાઈ જઈને સૂનમૂન બેઠી હતી, એણે ઘોડિયા તરફ આંગળીનો ઈસારો કર્યો ને અંધારાં આવતાં હોય એમ આંખો મીંચી દીધી.

'એ સાંભળી જશે ? કેવી ઘેલી ? એય મોટી થશે એટલે ઘણીય સમજશે કે...'

ચંપાએ ઘોડિયું હચમચાવી મૂક્યું, ને મોટેથી રડી ઊઠી. લક્ષ્મી નક્કર અવાજે બોલી 'એનું શું ?' અને ઊઠીને ચંપાને છાતી સરસી લઈ લડાવવા લાગી: 'બાપ, મેં તો, સત્તર-અઢારે કાઢ્યાં છે, તારે તો હજી......'

'સૌ પછીથી ધીરેધીરે સમજી જાય છે,' કહીને રામી ચાલતી થઈ.

ચંપાને લક્ષ્મીએ એકાંતમાં આંસુથી ને વહાલથી નવરાવી, અને એની સાથે અનેક વાતો કરી.

'પેલી દુરગા મારી વાલેશરી થઈને કામકાજ કરવા એના કિશોરને મોકલવા તૈયાર થઈ ગઈ! ને રામી ? એને તો આખી દુનિયાથી જાણે વેર ન હોય! પણ એને શું! ને એનું માનું તો મનેય શું ? પણ બાપ, તું તો જીવતી જ મરે ને!...શાં લોક છે ? એમની ક્યાં હું સલાહ લેવા ગઈ હતી ? મારે મારું ઘર ભલું, આ ઘોડિયું ભલું! આટલી

આ તું મોટી થાય, તને આબરુભેર પરણાવું, તું તારે સુખી થાય, ને પછી એથી મારે વળી શું વધારે સુખ જોઈતું હતું? જો કેવી હસી પડી? જરી મોટી થઈ જા! પછી તો આપણે બેઉ વાતો જ કર્યા કરીશું, ને ઘર ભર્યુંભર્યું લાગશે. ને આયખું જતાં શી વાર?...પાછી કેવી ઠાવકી બની ગઈ? લે, હવે બહુ મચકો નહિ!...એમ? ત્યારે તું ભૂલે છે. તું મને હજી ઓળખતી નથી. હું લક્ષ્મી નથી, ચંપાની બા છું.'

ચંપાની બા!

લોકોએ જોયું અને કહ્યું, 'આજલગી રાંડી તો એક લક્ષ્મી જ છે.'

'ધણી મૂઓ ને લક્ષ્મીય મૂઈ!'

'ક્યાં પહેલાંની રૂપરૂપનો અંબાર લક્ષ્મી ને ક્યાં આ કૂબડી?'

કીકીઓ પર પાંપણોના પડદા ઢળી ગયા, ને અસલ તેજ એની મેળે ઝંખવાઈ ગયું. નિરર્થક હોઠ બિચારા નજીક ન હોવી જોઈએ એવી બે વસ્તુઓની પેઠે, ખિચોખીચ ભરેલી મોટરબસમાં પારકાની પત્ની ને પારકીનો પતિ મનોમન સમજીને અડોઅડ સાવ સંકોચાઈને બેસી રહે એમ સૂનમૂન પડી રહેતા શરીરના અણુપરમાણુઓ મૂળ જ્યાં એક 'હતું' ત્યાં દબાઈને બબ્બે ત્રણત્રણ સમાઈ ગયા, અને સાડલામાં શરીર સરખું કંઈ હોય જ નહિ એવું જાણે લાગતું.

દુરગાનો કિશોર કંઈ કામકાજ હોય તો કરી આપવા બેચાર વાર આંટા ખાઈ ગયો. રામીએ વળી કોઈ કોઈ આગળ લક્ષ્મીની ભાળવણી કરી હશે તે લોકો પણ અવારનવાર ફેરો ખાઈ ગયા. પણ લક્ષ્મી તો એને ખૂણે બેઠીબેઠી

ક્યાં તો વાસીદું ઊસરડી રહી હોય, કે કળશ્યાવાસણ કરતી હોય, કે અનાજ ભેળી રાખોડી ભેળવતી હોય, અને એની આખી આકૃતિમાંથી જોનારને અણગમો જ માત્ર નિતરતો દેખાતો. દિવસેદિવસે એણે પોતાના મનને પીલી નાખ્યું હતું. પુરુષો શેના, સ્ત્રીઓ શેની, દુનિયા શેની ? લક્ષ્મીને તો એ ને એની નાની ચંપા. ચંપાની સમોવડી થઈને જાણે એની જોડે જીવ્યા કરતી. ચંપાને બેત્રણ વરસ થયાં એટલામાં તો લક્ષ્મી વીસત્રીસ વરસ ઘરડી થઈ ગઈ. રામીએ જ એકવાર નાની 'ચાંપલી'ને લાડથી ટપલી લગાવતાં કહેલુંને કે "રાં', તું જ લક્ષ્મીને ખાઈ ગઈ!"

પછી તો લક્ષ્મી બહારનું કામ કરતી પણ થઈ. ઘરમાં ઢોરની સાથે ઢોર થઈને, ગાયભેંસના દોઝમાંથી થોડું ખરચ કાઢતી અને બહાર મોસમવાર ઘાસ, લાકડાં, ડોળમહૂડાં કરીને કાંઈ મેળવતી. દયણાંખાંડણાં તો ખરાં જ.

આમ પોતે દળાઈખંડાઈને–ચંપાને ખિલવવામાં મશગૂલ રહીને વરસ પછી વરસ ગયાં તે જણાયાં પણ નહિ. પોતાની બધી આશાઓ દીકરી સાથે એણે એકરૂપ કરી દીધી હતી. ચંપા સિવાયના લોકોને તો ગાંડી લાગે એવી રીતે પણ લક્ષ્મી કોકવાર વર્તતી. એણે કોઈ પુરુષ વિષે જવલ્લે જ કદી વાત કરી હશે. માત્ર ચંપાના વરની વાત ઘણીવાર એના મોંઢામાંથી હોંસભેર સરી આવતી. ચંપાની ગોઠણો એને એકાંતમાં ચિમટી દઈ ચીડવતી હશે એથીય વિશેષ સહીપણાથી લક્ષ્મી એને પજવતી, અને પછી સંતોષથી કહેતી, 'તું પરણી ઊતરે એટલે હું મારે જનમારો જીતી.'

કોઈ કે એકવાર કહ્યું: 'લક્ષ્મી, ચંપા 'તારી દીકરી નીવડી તો ખરી, હોં! બરોબર તારો ઘાટેઘાટ ઊતર્યો છે!'

ચંપા સાંભળતી હતી. તે પોતાની બાની સામું જોઈ રહી, અને બાની સાથે પોતાની સરખામણી થતી જોઈ એને મનમાં નિરાશા પણ થઈ.

'હા, હા; કાળો, કાળો! સત્તરવાર કાળો. હું યે કાળી છું, ને તારો બાપે કાળો હતો. તું ક્યાંથી ગોરી પાકી આવી? કોઈ કાળો જ ગોતી કાઢવો છે, યાદ તો રાખ!' લક્ષ્મી રાતે ઊંઘી જતાં પહેલાં અંધારામાં સૂતાંસૂતાં ચંપાને ચિડવતી હતી. પંદર વરસ સુધી બિચારીએ કોઈ પુરુષની સામું પણ જાણે જોયું ન હતું. કોઈની જોડે વાતચીત પણ ભાગ્યે જ કરી હશે. હવે અત્યારે સૌ ચંપાના વરની પંચાતમાં નવરાં થતાં ન હતાં, ત્યારે ચંપાની બાને પણ એનો વિચાર કર્યા વિના ચાલે એમ હતું નહિ. અને ચંપાની તો એ ભાવ-સદ્ભાવથી ગોઠણ હતી, એટલે એ જણ સહેજ નવરાં પડે કે ચંપાના વરની તેવડમાં ગપાટે ચડી જતાં. ચંપાને તો આ બધું નવુંનવું કોડભર્યું, ઉમળકાભર્યું હતું. પણ લક્ષ્મીને માટે આ જૂના જિરણ કિલ્લાઓ પર નવો ધસારો હતો.

કોકવાર ચરડી થઈ ગયેલી રામી બારણે ફરકી જતી ને કઠોર અવાજથી બોલતી: 'હવે ક્યારે આ લપમાંથી છૂટીશ? મોટી નવાઈની દીકરીવાળી!'

બન્યું એવું કે ચંપાના વર વિષે ખુદ ચંપાએ જેટલી ચિંતા નહિ કરી હોય, એટલી લક્ષ્મીએ કરી હશે. ચંપાને શા માટે પોતાના વર વિષે વિચારો કે તર્કવિતર્કો કરવા પડે? એનું બધું સંભાળનાર ક્યાં બા બેઠી ન હતી? લોકોએ તો માત્ર અંદરઅંદર વાત ઉડાડીને સૂચન આપ્યું કે ચંપા પરણાવવાલાયક થઈ ગઈ છે. અને લક્ષ્મીએ એ સૂચનને

ઉપાડી લીધું. માતા તરીકે લગ્નની જવાબદારી વગેરે તો એણે ઉઠાવવાની જ હતી. મજૂરીથી પૈસા પણ એકઠા કર્યા હતા. એટલે ખર્ચખૂટણની ચિંતા ન હતી. પણ ચંપાનો વર પસંદ કરવો એમાં મુશ્કેલી હતી ને?

ચંપાનું ચિત્તંત્ર પોતામાં ઉપાડી આણી ગોઠવ્યું હોય એમ એના વર વિષે લક્ષ્મીએ અનેક ભાવ ને ઉમળકાની લાગણીથી વિચારો કર્યા, 'બીજું તો શું, પણ મારી ચંપાનો વર આમ જરી ઠીક તો હોવો જોઈએને?'

ચંપા બધે તોફાની, પણ બા આગળ જરી ઓછાબોલી હતી. દીવો રાણો કરી એક રાતે માદિકરી બન્ને સૂતાં હતાં ને લક્ષ્મીએ કહ્યું, 'પેલા કુબેર ડોસા પણ એમના દીકરા માટે પુછાવતા હતા...હા? હં!...શું કહે છે?' ઉત્તર નહિ મળતાં તે ચંપાને માથે હાથ ફેરવી ફરી પૂછવા લાગી અને એણે નકારમાં માથું હલાવ્યું તે જાણીને ચિડાઈ ગઈ. બોલી: 'તો પછી એમ કહીશ તો કંઈ વર નવો ઓછો જનમાવવો છે? ડાહી થઈ જા!'

કોઈ મળવા આવનાર કહેતું: 'એ ચાંપલી આવી મા મળવી કળજગમાં દોહ્યલી છે હો! એણે તને જીવને જોખમે મોટી કરી છે. એણે બધું રૂપ, ઘર, બાર તને દઈ દીધું છે. ને પોતે કુમાઈને પણ તને અછોઅછો વાનાં કર્યા છે. એ કહે એમ કરજે. એવી બા કોઈને મળી નથી. દીકરી માટે તે કોણ એની પેઠે મરતું હશે બીજું?'

ચંપા પણ સમજુ અને ડાહી છોકરી હતી.,
'ત્યારે બા, તું જ કહેને?'
'હું શું કહું?'

' કેમ ત્યારે કોણ કહે ? તું બા છે તે તું'સ્તો !'

' દીકરી તો તું છે ને ! પરણવું તે તારે છે કે મારે ?'

ને બન્ને હસી પડ્યાં.

શાંતિ.

' તો તેં મને મોટી જ શા સારુ કરી ?'

' તને આવડી કરી, તો હુંય આવડી થવા પામી; નહિ તો હું કંઈ ઘરમાં માઉ એવી હતી ? તારી ખાતર ઘરબારણું પકડી રાખ્યું. એમ કે એક દિવસ તું મોટી થશે ને સારે આબરુદાર ઠેકાણે પરણીને સુખી થશે.'

' આ વળી તારી આબરુદારની વાત પાછી ?' ચંપાએ છણકો કર્યો.

' તો હું ક્યાં તને કહું યે છું. તેં પૂછ્યું એટલે તને કહ્યું. બાકી હું તો તને રાજી રાખવા તો જીવું છું...ને એમ તો પાછી યાદ રાખજે કે હું તો મારો જન્મારો તારી આબરુ માટે જ જીવી છું,' લક્ષ્મી ગળગળા જેવી થઈ ગઈ.

ચંપાએ લાડથી માને કહ્યું, ' ત્યારે કહી દે ને.'

' મારી પાસે કહેવરાવે છે, તો ભલે. પણ હું તો નાના નાના અણઘડ જવાનિયાઓથી ત્રાસું છું. પેલી ગૌરીનો વર હમણાં રાંડ્યો, એ ઠરેલ છે, આબરુદાર છે, દુનિયા ભમેલો માણસ છે, ને પૈસાપાત્ર પણ છે.'

' એવડો મોટો ?' ચંપાથી બોલાઈ ગયું.

' જો, હવે બોલું તો કહેજે !...તે નાનો જોઈતો હોય તો સુંદરમાશીના દિયરને હજી કાલે જ છોકરો અવતર્યો છે. દોડ !'

અને હસવા જેવો પ્રસંગ ન હતો, છતાં ભોળાં માદીકરી બંને ખડખડ હસી પડ્યાં.

ગામનાં સૌ લોકોએ વાહવાહ પોકારી:

'મા તે આનું નામ, ને દીકરી તે આનું નામ.'

'લક્ષ્મીએ દીકરીનો તો ભવ સુધાર્યો,'

'બીજા વરને પરણી મહાસુખ પામશે.'

'બિચારી લક્ષ્મી હવે એકલી પડી! શે જીવશે?

પણ લક્ષ્મી કાંઈ એકલી નહોતી પડી. એને હવે પૈસો કમાઈને એકઠો કરવાની જરૂર ન હતી. એ દૂધ સવારસાંજ રોજ માઈલેક છેટે જમાઈને ઘેર પહોંચતું કરતી. ઘીમાખણ પણ અવારનવાર મોકલતી કે જાતે આપી આવતી. જમાઈ પણ કોકકોકવાર આવે તો લઈ જાય.

જમાઈ પૂનમલાલ મઝાના માણસ હતા. મળતાવડા પણ બહુ જ. અને લક્ષ્મીને તો બે રીતની ઓળખાણ. પોતે સાસુ તો ખરી જ, પણ ગૌરીય એની બાળપણાની નાનામાં નાની ગોઠણ હતી. એટલે ગૌરી અને ચંપા વચ્ચે લક્ષ્મી એક પુલસમી હતી. જમાઈસાસુએ શરૂઆતમાં ચંપા વિષે તો ઝાઝી વાત કરી નહિ એટલે ગુજરી ગયેલી ગૌરી વિષે ઘણીવાર કલાકો સુધી વાતો કરતાં. ગૌરીના નાનપણના ઘણા રમૂજી કિસ્સા લક્ષ્મી ભિલટભેર કહેતી અને પૂનમલાલ ને બંને ગૌરીના એ દૂર દૂરના ભૂતકાળમાં લીન થઈ જતાં.

કોઈ શેરીએ પસાર થતું બૂમ પાડતું, 'શેના તડાકા ચાલે છે? લક્ષ્મી કોણ આવ્યું છે?'

'અરે...' લક્ષ્મી ભર્યાભર્યા અવાજે જવાબ આપતી, 'મારી ચંપાનો વર.'

વહેલી રાતે શેરીનાં બેચાર જણાં મળ્યાં ત્યારે કોઈએ કહ્યું પણ ખરું, 'હવે કેવી લક્ષ્મી ખુશ રહે છે; દીકરી પરણાવી દીધી એટલે?'

'ખરુંસ્તો, કેવડી મોટી ચિંતામાંથી છૂટી?' બીજીએ ટાપસી પૂરી.

ટોળામાં કોઈ નવું આવીને બેઠું ને બોલ્યું, 'લક્ષ્મી, દીવા વખતે કોણ હતું એ, હું વાસીદું નાખવા જતી હતી એ વેળા?'

'મારી ચંપાનો વર,' લક્ષ્મી બોલી.

'ક્યાં છે?

'એ તો ગયા એમને ગામ.'

'તે, અંધારું થઈ ગયું હતું ને ન ગયા હોત તો?'

'આપણે તો કહ્યું, પણ પછી કેટલું કહેવાય છે?'

'કેમ સસરાને ઘેર રહેવાની વળી નવાઈ હોતી હશે?' કહીને આવનાર બાઈ છીંકણી લેવાના વધુ મહત્ત્વના કામમાં ગૂંથાઈ.

ઘરનું કંઈ નાનુંમોટું કામકાજ હોય તો અવારનવાર આવીને પૂનમલાલ સંભાળી જતા, ને હમણાં નવરી પડેલી લક્ષ્મીને કંઈનું કંઈ નવું કામ સૂઝી પણ આવતું. માંવટીનો છેડો ફસકી ગયો હતો તે બરોબર કરાવ્યો, બારણું બરોબર વસાતું ન હતું તે ઠીક કરાવ્યું, ગાંધી વધારેપડતા પૈસા માગતો હતો તેનો બરોબર હિસાબ કરાવી લીધો. ત્રણ વેતરની એક ગાય હતી તે ઠીક પૈસા ઠરાવીને સારે ઠેકાણે વેચી દીધી.

'આ અભરાઈ ક્યારે મૂકી, લક્ષ્મી?

'કોણે લાવી આપી?'

'કોણ લાવી આપે વળી? મારી ચંપાનો વર.'

'નસીબદાર છો, બાઈ. નહિ તો કાંઈ બધા જમાઈ આવા નથી હોતા.'

કોકવાર બંને જણાં વાતો કરતાં હોય, ને કોઈ બારણે

ડોકાય ને જરી મલકાઈને ચાલ્યું જાય, ત્યારે લક્ષ્મીને થતું કે પોતે કેટલી બધી સુખી છે. હાંસીમાં કોઈ હસતું હશે, એની તો એને કલ્પના પણ ન આવતી. શા માટે આવે? પોતાના જમાઈ સાથે પણ છૂટથી વાતો કરવાનો એને શું હક્ક નહોતો? સંસારે કશા પણ ધારાધોરણ ઘડયા વિના એવા કેટલાય હક્કો કુટુંબવ્યવસ્થામાં સ્થાયી રાખ્યાં છે, ને કોઈને પણ એની સામે બબડવાનો હક્ક નથી. અને લક્ષ્મી ક્યાં આ પંદર વરસ કોઈનીય સાથે બોલવા ગઈ હતી? પૂનમલાલ તો એનો જમાઈ છે, એની જોડે તો એ બોલવાની, બોલવાની ને બોલવાની.

પણ ક્યાં કોઈ 'ન બોલ!' એમ કહેવા ય આવે છે? અને કેટલાંય વરસોથી, કેટલાય જનમારાથી કોઈની પણ જોડે કદી બોલી ન હોય એમ લક્ષ્મી વાતે ચડી જતી, અને સમયનું પણ એને ભાન ન રહેતું.

'ચાલો પૂરું કરો હવે! મારે મોડું થાય છે...તમે ને એ આંબા નીચે ગયાં ત્યાં સુધી તમે કહ્યું,' પૂનમલાલે ઊભા થઈને અંધારું થઈ જાય તે પહેલાં ઘેર પહોંચી જવા માટે તૈયાર થતાંથતાં અધૂરી વાતનો તાંતણો મેળવી આપ્યો.

'મોડું તો થઈ જ ગયું છે, શી રીતે અંધારામાં જશો?'

'રોજ જાઉં છું કે આજ નવાઈનો? ચાલો, ચાલો, વાત પૂરી કરો...હં! તમે ને એ આંબે પહોંચ્યાં, પછી?'

'હા; રોજરોજ મોડું થઈ ગયું હોય તોય જવા દઉં છું એમાં સૌ વઢે છે તો મને હોં, તમને નહિ.'

પૂનમલાલે બહુ જ ઉતાવળથી તૈયાર થતાં કહ્યું, 'અંધારું કે અજવાળું, ઘેર ગયા વગર છૂટકો છે?...હં, હં, પેલી વાત?'

'સસરાને ત્યાં તે રહેવાની વળી નવાઈ હોતી હશે?' પોપટની પેઠે લક્ષ્મી યંત્રવત્ બોલી ગઈ.

'તમે કહેતાં'તાં એ વાત કહી દોને એટલે ઊપડું, ઊલટું વધારે મોડું થાય છે.'

'તો કંઈ નહિ; કાલે. આજ ઉપર કંઈ છાપ છે?' લક્ષ્મીએ સાવધ થઈને કહ્યું. પૂનમલાલને લાગ્યું કે લક્ષ્મીને ખોટું લાગ્યું છે, એટલે એ નચિંત હોવાનો ડોળ કરીને થોભ્યો. જોકે ખરી વાત તો એ હતી કે લક્ષ્મી પોતાનું નાનપણ સંભારીને ગૌરી વિષેની વાત કહેતી હતી એ પૂરી સાંભળ્યા વગર એનાથી એક ડગલું પણ ખસાય એમ ન હતું.

'ચાલો, આ ઊભો. હવે તો કહેશોને?'

હસીને લક્ષ્મીએ કહ્યું: 'એમાં છે શું? કાલે કહીશ. કહીશ, તમે ફરી આવશો ત્યારે.'

'ના, ના; અધૂરી તો રાખો જ નહિ...હં. આંબા નીચે. પછી?'

'પછી, મેં એક પથરો વીંઝીને આંબા ઉપર નાખ્યો. કાંઈ કેરી તો ન પડી, પણ બે બંગડીઓ સામસામી અથડાઈ ને નંદવાઈ ગઈ......'

'હં!' જવાની ઉતાવળમાં, વાતમાં કંઈ ખાસ રસ ન પડતો હોવા છતાં પૂનમલાલે હુંકારો કર્યો: 'પછી?'

'પછી, ગૌરીએ પણ એક મોટો પથરો નીચેથી ઊંચક્યો ને વીંઝ્યો તો ખરો, પણ હાથમાંથી પથરો ફેંકાયો નહિ, ધબ્બ દઈને નીચે પડ્યો..."હાથ ઉતરી ગયો રે," એમ જોસથી વાડ તરફ જોઈને એણે બૂમ પાડી ને નીચે બેસી ગઈ. વાડની પેલી બાજુ કોઈ છોકરા જેવું જતું હતું, પણ

એણે સાંભળ્યું નહિ હોય. હું જરી હાથ બરોબર કરવા મથી, પણ અડવા જાઉં કે ગૌરી છળી ઊઠે. સારું થયું તે એટલામાં રઘા ખેડુનો દીકરો એણી ગમ આવી ચડ્યો, એણે બે આંચકામાં હાથ બરાબર કરી દીધો. ચાર કેરીઓ પણ પાડી આપી. લઈને અમે વળીએ છીએ ત્યાં મને ડાબી કોણીએ આવતોકને પથરો વાગ્યો. વાગત તો ગૌરીને, પણ એ સહેજ ચૂકી ગઈ. રઘા ખેડુનો દીકરો તો ખળા ભણી જતો હતો, ને પથરો તો આવ્યો વાડ બાજુથી. હું રોઉં એ કરતાંય ગૌરી એ દિવસે ઝાઝું રોઈ હશે. રુએ ને વાડ ભણી જુએ! નાની પણ કેવી ભલી?'

પૂનમલાલ ડઘાઈ ને ઊભો જ રહ્યો હતો. એને મનમાં અપાર વ્યથા થતી હતી. ત્યારે, ગૌરીએ પોતાને ખોટી વાત કહી હતી? એની આંખ આગળ આખો પ્રસંગ ફરી ભજવાયો. પૂનમલાલને વાડવાળી વાટે જતો જોઈને એનું ધ્યાન ખેંચવા ગૌરીએ ખોટીખોટી બૂમ પાડી હતી. ખોટી જ બૂમ છે તેમ સમજીને અને જોડે કોઈક છે એ જોઈ એ ચૂપચાપ ધ્યાન આપ્યા વિના ચાલ્યો પણ જતો હતો. પરંતુ પાછળ જોયા વિના રહેવાયું નહિ; ને જુએ છે તો ટીંબા પર ઘેઘૂર આંબા પછવાડે સૂરજ ડૂબુંડૂબું થાય છે, અને રંગબેરંગી વાદળાંની ભોં આગળ, જેને એ આવતે આંબાગાળે તો પરણવાનો છે એ ગૌરી એક મામૂલી ખેડુના હાથમાં પોતાનો હાથ મૂકીને ઊભી છે. એના ઊછળતા લોહીને એમ જ સૂઝયું કે એ હાથને પથરો લગાવી ભાંગી નાંખવો. પથરો ફેંકીને એ નાઠો. ગૌરી સાજે હાથે ફરતી, એટલે પોતે ગોત ચૂક્યો હશે એમ એણે મન મનાવ્યું હતું, ને ચૂક્યો એ બદલ પોતાને અભિનંદન પણ આપ્યું હતું. પાછળથી કદીક ગૌરીને આ વિષે પૂછેલું, પણ એ તો પીઠ બતાવીને કહેતી કે 'આ અહીં આવતો

વાગ્યો હતો, કપાળમાં વાગ્યો હોત તો, 'હાશ, કેવું સારું થાત! દોડતા દોડતા પરણવા કોને જાત?'

આ બધું યાદ કરતાંકરતાં પૂનમલાલનું મગજ ગૌરી કરતાં લક્ષ્મીથી જ ભરાઈ રહ્યું હતું, અને ગૌરી વિષે થતું હતું તો તે એટલું જ કે પોતે અજાણપણે લક્ષ્મીને લગાડેલું એ એનાથી એણે શા માટે છુપાવી રાખ્યું. એ વખતની લક્ષ્મી એને યાદ આવી. એની સામું પણ જોવાની પોતાથી હિંમત ન થતી એ પણ એને યાદ આવ્યું. લક્ષ્મીના જાણ્યામાં આવ્યું હોત તો એ માનિની છોકરી પોતાને શું કરત એ ય એણે કલ્પ્યું. ગૌરી તો એના મગજમાં દૂરદૂર ખસી ગઈ. અરે, મારાથી એવી એવી લક્ષ્મીને પથરો મરાઈ ગયેલો...અને માઈલ છેટે ઘરમાં દીવો કરતી ચંપા તો અત્યારે મગજમાં સ્ફુરી પણ નહિ. એના દીવાને અજવાળે તો એ ગમે તેટલું મોડું થયું હોય તોયે ઘેર ચાલ્યો જતો...અત્યારે તો એને એ જ થતું હતું કે પોતે પથરો મારનાર હતો એ કહેવું શી રીતે? વાત નહીં જેવી હતી. પણ, એમ તો કઈ વાત એવી મોટી ભારે હોય છે? જે છે તે તો પ્રસંગમાં જ છે. પ્રસંગ ન જેવો ન હતો, અને સમય પણ.

'ખોટું બોલો છો. પથરો એને વાગ્યો હશે એટલે એ રોઈ હશે,' કંઈ નહિ સૂઝતાં, એણે ભળતું જ બોલી નાંખ્યું.

'ના, ના; હું શા માટે ખોટું બોલું? જુઓ, હજી...' અને કમખાની બાંય થોડી ઊંચી ચડાવી કોણીથી સહેજ ઊંચે એણે ઘા બતાવ્યો. 'જુઓ, હજી આ ઘા રહ્યો.'

'કંઈ ચોંટેલું હશે ઘા જેવું નથી લાગતું,' સમજ્યા વિના જ પૂનમલાલે બોલી દીધું.

અંધારું વધતું જતું હતું. પણ વાતોમાં હજી દીવો કરવાનું લક્ષ્મીથી બન્યું જ ન હતું. બારણા તરફ પૂનમલાલ ઊભો હતો એની તરફ ખસી બોલી, 'જુઓને, જૂઠું શા માટે બોલું ?' ત્યાં પૂનમલાલે જ એની તરફ ખસીને આંખ તીણી કરી હાથ તરફ જોઈને કહ્યું, 'શું છે, શેના ઘા ને શેનું કંઈ?' લક્ષ્મી કોણી પાછળનો ભાગ બતાવવા માટે હાથ આમળીને ઊભી હતી, બીજે હાથે કમખો ઊંચો રાખી રહી હતી; તે જાણે શરીર બહારની કોઈ પારકી વસ્તુ પકડીને ઊભી હોય એમ લાગતું હતું. પણ 'ના, ના; લાગેલું જ છે' એમ ઘાને લૂછવા આંગળીઓ વડે પ્રયત્ન કરીને પૂનમલાલે કહ્યું, ત્યારે લક્ષ્મીના આખાય શરીરના અણુઅણુએ એ સાંભળ્યું.

બહાર શેરીએ થઈને ચાલી જતી બુઢ્ઢી રામીએ અમસ્તો ટહૂકો કર્યો, 'લક્ષ્મી!' અને ઉતાવળ હશે તેથી ડોકાયા વિના જ ચાલી ગઈ. 'હાશ!'

વરસો સુધી લક્ષ્મીએ ચંપાથી પોતાનું જીવન ભરી દીધું હતું. છેલ્લાં વરસો ચંપાના વરથી ભર્યાં હતાં. ગૌરીની વાતોથી પણ એણે પોતાનો ઠીકઠીક વખત પસાર કર્યો હતો, અને એનું આલંબન લઈ હવે વધારે વખત કાઢી શકાય એમ ન હતું. ચંપાનું અવલંબન સાચું અને મજબૂત હતું. ચંપાના નામથી, એને લગતા ખ્યાલથી એ પોતાનું આખું જીવન ભર્યુંભર્યું રાખતી હતી. હવે, એ પોતાના નામથી, પોતા વિષેના વિચારોથી જ જીવનને ભરી દેતી થઈ ગઈ. સમાજના પ્રવાહમાં તણાતાંતણાતાં જે રીતે રહેવું પડે તેમ રહેવા એના મનને એણે કેળવી દીધું હતું. કંઈ ધ્યેય નહિ, આડાઅવળા જવાની અધીરાઈ નહિ. સમાજની માઝામાં રહીને ચાલવું. બસ. સમાજની એવી ઇચ્છા હતી, અથવા તો

કહો એવી ટેવ હતી કે લક્ષ્મીએ પોતાની જાતને ભૂંસી નાખવી ને નાની બાળકીને ઉછેરવામાં પરોવાઈ જવું. ભલે. એ જ સમાજે એને ચંપાનો વર આપ્યો. ભલે.

કીકીઓની નવી ચમકથી પોપચાં થોડાં અદ્ધર રહેતાં થઈ ગયાં. હોઠ, કોઈ અદીઠ પવનલહરીથી હાલતાં પાંદડાં પેઠે, અંદરઅંદર તકરારે થઈ હોય એમ બબડવા લાગ્યા. મોઢાની પાટી થઈ ગએલી કરચલીઓની નીકોમાં નવું જ પૂર આવ્યું હોય એમ સર્વત્ર છલોછલપણું વરતાવા માંડયું.

કોઈ કહેનારે કહ્યું ખરું:

'દીકરીને સુખે રહેનારી ઓછી માઓ હશે. લક્ષ્મી પોતે પરણી ત્યારે પણ આવડી હોંસીલી તો નહોતી.'

જોકે એમ કહેવું એ કંઈક વધારેપડતું તો ખરું જ. 'કંઈક' એટલાં માટે કે કોઈ વાર તો એ કથન અલ્પોક્તિ જેવું પણ હોઈ શકે. કેમકે હોંસની જ જો વાત કરતા હો તો પોતાના પતિને હોંસભેર મળવાની એક નવવધૂને સમાજે તકો આપી છે તે કરતાં જમાઈને મળવાની એક સાસુને ઓછા સંકોચપૂર્વક આપી છે.

ચંપાને થતું કે માએ મને પરણાવી દઈને માયા ઉતારી. ચંપાને ત્યાં લક્ષ્મી મળવા ઝાઝું જતી નહિ. જેને મળવું તે પોતાના બારણે આવે અને સમાજની માત્રા અને હક્કની નીતિમાં રહીને મળી શકાતું હોય તો પોતે તેને મળે. ચંપાને નવાઈ થતી કે પોતાની પાછળ મરી જનારી લક્ષ્મી એને આમ સાવ ભૂલામણે નાખે છે!

ચંપાને સુવવાડ માટે પિયર લઈ આવવા લક્ષ્મી એને ઘેર ગઈ ત્યારે ફિક્કી માંદલી આંખોથી ચંપા પોતાનું રૂપ માએ ચોરી લીધું હોય એમ એની ભભક સામે જોઈ રહી.

આજ તો નહિ પણ, આવતે સોમવારે ચંપા પિયર જાય એમ નક્કી થયું. પણ વચમાં શનિવારે જ અચાનક લક્ષ્મીને કોઈએ આવીને અધરશ્વાસે સમાચાર આપ્યા કે પૂનમલાલને એકાએક બિમારી થઈ આવી છે. લક્ષ્મી એક ક્ષણ પણ ગુમાવ્યા વિના દીકરીને ત્યાં જઈ પહોંચી ને તરત જ જમાઈની સારવારમાં રોકાઈ ગઈ.

'ચંપા રોઈશ મા, ઝાઝી માંદગી નથી. હમણાં ફેર પડી જશે,' અને એને દવા લઈ આવવાનું કહી પોતે ઓશિકા પાસે બેસી પૂનમલાલનું માથું દબાવવા લાગી.

પણ માંદગીમાં ફેર ન પડ્યો. સૌ આખો વખત મટકું પણ માર્યા વગર ખાટલા પાસે બેસી રહેતાં.

ત્રીજા દિવસની રાતે માંદગી ભારે હતી. પૂનમલાલથી બોલાતું પણ ન હતું. ચંપા ખાટલાને છેડે બેસીને પગ દબાવતી હતી.

'માકોરબાઈ, તમે તે ક્યાં સાસરિયાં છે...? પણ, ચંપા, ઘરડાં માણસના દેખતાં જરી લાજમરજાદ રાખીએ. ખાટલા પર ન બેસીએ તો શું? લાવ, ખસ, નહિ તો હું પગ દબાવું.'

માકોરબાઈ સગડી આગળ ઝોકાં ખાતાં હતાં તે ઝબકી ઊઠીને ચિંતાથી જોવા લાગ્યાં કે માંદગી એકદમ વધી તો નથી ગઈ. ચંપાએ માકોર ને લક્ષ્મી બંને કરોડકરોડ વરસ નરકમાં રહે એમ મૂંગેમૂંગે શાપ આપીને નિઃશ્વાસ નાખ્યો.

દિવસ ને રાત એક આસને લક્ષ્મી ઓશિકે બેસી રહેતી ને એકાગ્રપણે સારવાર કરતી. કોકકોકવાર પૂનમલાલ આંખ ખોલતો ને જુદાંજુદાં મટકાંમાં એક જ ચહેરામાં લક્ષ્મીને અને ચંપાને જોઈ એના મોઢા પર પ્રસન્નતા છવરાતી. કોઈવાર ચંપા આવીને પતિનું ધ્યાન ખેંચવા ધીરેથી બોલાવે કે કંઈ

કરે તો લક્ષ્મી પોતાના દરદીને સાચવવાની ફરજ કુશળપણે બજાવતી અને 'જરી જંપ્યા છે ત્યાં...' કહી ચંપાને છણકાવી કાઢતી.

બાના આ હદબહાર વધી પડેલા વહાલથી ચંપા અકળાઈ ગઈ હતી. પાંચમી રાત ભયંકર હતી. બહારનાં અંધારાંમાંથી જામીને બન્યો હોય એવો મૃત્યુદૂત સૌની નજર આગળ તરવરતો હતો: 'ચંપા ગંગાજળ લાવ જો!' 'ઝટ કરને, ચંપા, પેલી સોનાની કરચ લાવને!' 'અરે, નઘરી, તુલસી ક્યાં મૂકયાં?'

હવે શોધો કે ન શોધો, લક્ષ્મીનું બહાવરાપણું પણ થીજી ગયું; એના પોતાના શરીરમાંથી પણ પ્રાણ ચાલ્યો ગયો હોય એમ ભારેખમ થઈને એ નીચે ફસડાઈ પડી. એના પ્રાણને હવે ઊભા રહેવાનો આધાર જ શો હતો!

ભેગા થયેલા માણસોએ શબને ભૂમિ પર ઉતાર્યું.

લક્ષ્મી બીજી વાર રાંડી.

'તું રો માં, ચંપા. હું ક્યાં રોનારી બેઠી નથી?'

'હા, હા; લક્ષ્મી સાચું કહે છે. એ તો ગયા, પણ હવે તારે ઘર ઉઘાડું રાખવું હોય, તો તારું નસીબ છે તે સાચવી રાખ,' બીજી કોઈ બાઈ બોલી.

'હા; દીકરો અવતરશે, તો કશી ખોટ નહિ રહે. ભલી હો તો ઊગતા જીવને ટૂંપી ખા માં!' ત્રીજીએ ટાપસી પૂરી.

અને રોજ એમ સૌ ચંપાને સમજાવતાં ને એને રોવા દેતાં નહિ. લક્ષ્મી ભલે રુવે. પણ સમાજ એને હક્કપૂર્વક રોવા દે કે ન દે, લક્ષ્મીને નસીબે રોવા સિવાય હવે કશું બાકી ન હતું. હવે ફરી પાછું દુઃખી દીકરીથી પોતાન

જીવનને ભરી દેવું એ ખોટે છેડેથી જિંદગી શરૂ કરવા જેવું હતું. એણે રોયાં જ કર્યું. ન ખાધું, ન પીધું, ન આરામ લીધો.

'બાઈ, આપણા મુલકમાં આવી મા પાકવી મુશ્કેલ છે.'

'આ આટલી નાની ચંપા ન હોત તો એ તો એના વર જોડે જ મરી જાત.'

'ને જીવી તે ય મૂઆ જેવી જ ને?'

'જીવી આટલી છોડી કાજે. ઓછું એને જીવવું હતું?'

'ને ચંપા પરણી એટલે તો' બસ શું ઘેલીઘેલી રહે!'

'રહેજ ને? ચંપા કાજે તો એણે આવરદા કાઢયો હતો.'

'હવે તે, ચંપાનું દુઃખ જોવા સારુ જીવે? સારુ થયું તે એને ભગવાને ટાણે મોત મોકલ્યું.'

'લક્ષ્મી ગઈ, પણ એવી બીજી થવી મુશ્કેલ છે.

કોઈની જીભ લક્ષ્મીનાં વખાણ બોલતાં થાકતી નહિ. ચંપા મૂંગીમૂંગી આ બધું સાંભળતી અને પોતાના દુઃખથી સમસમી રહેતી. લક્ષ્મીએ પોતાની જાતને ને પોતાનાંને દૂભવીને પણ સમાજને ક્યાંય દૂભવ્યો ન હતો એ ચંપા જોતી અને ભોળી બાની સરળ ચાલાકીથી આશ્ચર્યચકિત પણ થતી.

બે મહિના પછી એને દીકરી અવતરી, ત્યારે આડોશી-પાડોશીએ એકદમ આવકારી તો નહિ પણ પછી સૌએ મન મનાવ્યું, 'દીકરી તો દીકરી, બાઈ, દીકરીએ દીવો રહેશે.'

દીકરી મોટી થતી ગઈ ને પોતાની નાની બાને પ્રસન્નતાના વાતાવરણમાં લાવતી ગઈ.

અને ચંપા, બાનું વેર લેતા જાણે, બમણા વહાલથી દીકરીને ઉછેરતી રહી.

# ગુજરીની ગોદડી

રોજ રાતે ખાવાપીવાનું પતાવી પહેલાં તો હાથહાથ કરીને અમે વાસણો સાફ કરી નાખતા અને પછી ઓરડીમાં આજે કેટલા સૂનારા છીએ એની ગણતરી કરવા મંડી જતા. રાંધતી વખતે એવી ગણતરીની જરૂર રહેતી નહિ, કારણ કે આ સદીમાં પણ અમારી તપેલી અક્ષયપાત્ર હોવાનો દાવો કરી શકતી. ત્રણ ભાઈઓને માટે રાતે એટલી ખીચડી બસ થતી. હું તો નવો જ આવેલો, અને ભાઈઓ કહેતા કે એ બે જણા પણ ભરીને જ ખીચડી ઓરતા. પરમ દિવસે મળવા આવેલા એક મિત્રને અમે મદદમાં લીધા તો પણ તપેલી હારી નહિ. અને આજે જ્યારે અમે પાંચ સૂનારા છીએ એમ નીકળ્યું, ત્યારે શી રીતે સૂઈશું એનું મને આશ્ચર્ય ન થયું, પણ પાંચ જણને તપેલીએ ખીચડી ક્યાંથી પૂરી એનો જ હું વિચાર કરવા મંડી ગયો. નાનાભાઈ જ હમેશાં પીરસતો, અને તપેલી કરતાં એની પીરસવાની શક્તિમાં જ કંઈ રહસ્ય છે એવું કંઈ માન્યા વગર છૂટકો નહતો. કેમકે આવું હોય ત્યારે

એને કાં તો પેટમાં કંઈ થતું હોય કે પછી નિશાળથી આવતાં કોઈ મિત્રને, ત્યાં અમારા લાભમાં એણે નાસ્તો કર્યો જ હોય. આજે સારું હતું કે બપોરની એકાદ ભાખરી પડી હતી.

વાસણ માંજવામાં અમે ત્રણ જણા લાગી ગયા હતા. એક ઘસે તો બીજો ધુવે ને ત્રીજો પાણી રેડે, મહેમાનમિત્ર પણ સ્વાશ્રયનો ધડો લઈને અબોટ કરવા મંડી પડ્યા, ને બીજા પોતાની સૂઝ વાપરીને કહે, 'માટલામાં પાણી નથી તેનું શું થશે, ભાઈલાલ?' નાનાભાઈએ વાસણ ઘસવાનું પતાવ્યું હતું. તે હાથ સાફ કરી અંધારાનો લાભ લઈ કોઈને કે પોતાને અસભ્યતાનો આંચકો લગાડ્યા વિના ચૂપચાપ પનિહારાનો પાઠ ભજવી આવ્યો. એને ખભેથી માટલું ઊતારી નીચે ગોઠવી અમે સગડી પાસે ભીના હાથ શેકતા બેઠા. રાંધી રહ્યા પછી થોડા કોલસા બાકી રહ્યા હોય તો તેને ઠારી નં દેતાં બળતા રાખવાની બેજવાબદારી અમારાથી થઈ જતી.

મારે પહેલાંથી કહી દેવું જોઈતું હતું કે આ કજળી જતા કોલસાને અરધોક કલાક અમે છંછેડતા એનું કારણ એ જ કે પોષ માસ બેસી ગયો હતો. અને કોલેજ પાસે પડે એ ખાતર ભાઈઓએ ઓરડી શહેર બહારના પરામાં રાખેલી. નદી પાસે જ એટલે રાતની વેળા ઠંડીનો ચમકારો જરી ઊંચા કરી દેતો. બે ભાઈઓ માટે માંડમાંડ પૂરતા એટલા પાથરણામાં અમે પાંચ કેમ સમાશું એનો કોયડો કોલસા પર રાખ જામતી ગઈ તેમ મગજ પર જામતો ગયો. પહેલો પ્રશ્ન તો જગાનો પણ હતો. ૧૫×૧૦ ની આ ઓરડીને કલાક પહેલાં તો અમે રસોડું બનાવી દીધી હતી. સવારમાં એ જ ઓરડી વાંચનાલય બની જતી. રસોડું, વાંચનાલય, દીવાનખાનું, સ્ટોર હાઉસ, બાથ રુમ, જે ગણો તે બધું હોવાનો આ ઓરડી દાવો કરી

શકે એમ હતું. અને દિવસ થોડો ચડ્યે ઘેર અથવા નદીએ નાહી લઈને, બહાર સગવડ ન હોવાથી અંદર. સામસામી એ વળગણીએ અમે ધોતિયાં સૂકવી દેતા એટલે પડદાની ગરજ સરતી, ને મઝાની ત્રણ ગુફાઓ બની જતી. સવારે બે કલાક અભ્યાસ કરતી વેળા એકમેકનાં મોઢાં થોડીવાર ન દેખવા માટે મારા વિદ્યાર્થી ભાઈઓને જરી રાહત મળતી, ને પછી તો નવ વાગે પાછો રસોડાનો દેખાવ થઈ જતો.

ઓરડીને એક બારણા ઉપરાંત તેની પડખે જ બીજી એક બારી હતી એટલું જ. બાકી આમ જાણે ગજવામાં ભરાઈને બેઠા હોઈએ એવું ભાન થયાં કરતું. બારણું કે બારી, એક તો ઉઘાડું રાખવું જ જોઈએ કેમકે કલકત્તાના કારાગૃહની રાત અમારે ગુજરાતી તેમજ અંગ્રેજી ભણતરમાં બધાને બબ્બેવાર આવી ગઈ હતી.

નદીના વહેણની પાતળી પટ્ટી જાણે કોરડાની જેમ વીંઝાતી હોય એમ અમારી ખુલ્લી ગરદનો પર ઠંડીની એક તીખી ચમકારી વાગી. રાતે કામ કરતી એક મિલનું ભૂંગળું કટાણે ચીસ પાડી ઊઠ્યું. મને થયું કે આવી ઠંડીમાં પરસેવે રેબઝેબ મજૂરો પોતાનાં થીજી જતાં બૈરાંછોકરાં માટે તો નહિ પોકારી રહ્યા હોય. બારણું અરધું વસાઈ ગયું હતું, ને આરપાર જોતાં ઊંચે મૃગ અને એની પાછળનો શિકારી શ્વાન બંને ફલંગ મારતાં મારતાં જ થીજીને ઠરી ગયેલા જેવા દેખાયા.

સાંણસીવતી મારા ભાઈએ સગડીની રાખમાંથી થોડીક ચિનગારીઓનો ઉદ્ધાર કર્યો, ત્યારે એના અવાજથી અને ફૂંકાતી રાખથી મારું સ્વપ્ન ઊડ્યું. 'કેમ કંઈ કવિતા કરે છે કે?' મને ચોંકીને આંખ ફેરવતો જોઈને સોમને મારા પર આરોપ કર્યો.

'ના, રે! હું તો વિચાર કરું છું, આપણે હવે સૂઈ જવું જોઈએ. અરે નાનાભાઈ, પાથરીએ નહિ બિલકુલ તો ઓઢવાનું તો થઈ રહેશે ને?'

નાનાભાઈ કંઈ બોલે તે પહેલાં તો સોમને મને લીધો, 'ના, ભાઈ, તું કવિતા કરે એમાં આપણને તલભારે વાંધો નથી. પણ કાંઈ કવિતાથી ગરજ સરે એમ લાગે છે? તો તો અમારે માટે આટલું બસ છે. તું તારે સારી રાત કવિતા...'

નાનાભાઈ ત્યાં તો કંઈ વ્યવસ્થા કરવા મંડી ગયો હતો. બીજા મિત્ર શિવજીએ પગની ઠેસથી સગડીને ખૂણામાં જરી ખસેડી અને એની મૂળની જગ્યા તપી હતી ત્યાં બેસીને એની ગરમીનો સારો લાભ લીધો. સગડીની ચારે કોર હાથ ફેરવી તપેલા લોઢાની ગરમી પણ એ એળે જવા દેતા ન હતા એ મેં એકલાએ જ ધ્યાનપૂર્વક જોઇ લીધું.

ધન્ય છે સોમનના મળતાવડા સ્વભાવને કે એણે નાના-ભાઇની મદદથી બધી વધારાની જણસો વગે કરીને સૂવાની યોજના અમારી આગળ મૂકવા માંડી. 'પણ,' મેં કહ્યું, 'આ તો તારે ત્યાં અમે આવ્યા હોઇએ અને તું મૂંઝવણમાં પડીને તજવીજ કરવા મંડી પડે એમ કરે છે.' સોમને મારું સાંભળ્યું જ નહિ. 'જુઓ, નાનાભાઇ,...' બે હાથ પહોળી અને ચાર હાથ લાંબી એક જાડી ત્રણ વળમાં વાળેલી ગાદી પેટી પરથી ઊંચકીને નાનાભાઇએ સોમનના પગ આગળ ધફફ દઇને નાખી. સોમને આગળ બોલવા કરતાં કામે વળગવું જ પસંદ કર્યું, ને ઓરડીની વચ્ચોવચ ગાદી બિછાવી દીધી. ઉભડક પગે બેસી આખી છાતી સગડી પર નમાવી ગરમીની જરીકે જરી આંચ ગળી જતા શિવજીભાઈ ડોકું ફેરવી એની બીજી બાજુને ગરમીનો લાભ આપતા મારી સામું જોઈ ને બોલ્યા:

'કેમ, ભાઈલાલ, તમારો સોમન તો વચ્ચોવચ ગાદી પાથરીને એકલો જ એની ઉપર આળોટવાનો છે કે શું? ને આપણને સારી રાત ટટળાવવાનો એમ?' એટલું કહી એમણે સગડીને બે બાજુએ અદ્ધર અદ્ધર હાથે પકડીને ખખડાવી ને થોડીક ચિનગારીઓ ચમકી એને સંતાડવી હોય એમ ઉપર બંને પંજા બિછાવી દીધા. સોમન એના કામમાં જ હતો.

'જોને, નાનાભાઈ, પેલો મોટો કોથળો શેનો છે? ઘઉં-બઉં હોય તો એમાં ઉંદર તો નથી ને? નહિ તો સતાવશે.'

મારે કહેવું પડ્યું, 'સોમન, એટલું ય પારખી શકતો નથી? કાળોમેંશ કોથળો છે તે કોલસા સિવાય શેનો હોય?'

સોમન હસી પડ્યો. 'અરે! અંગેઅંગમાં આગના ભરેલા કોલસાને પણ ઓઢવા માટે ગરમાગરમ કોથળાનો ડગલો છે.'

અમે હસી પડ્યા. બધાયનું હસવું પૂરું થઈ રહ્યા પછી પણ પોતાનું હાસ્ય લંબાવી રાખીને શિવજીભાઈ સગડીનો એક ઠોકો લગાડી બોલ્યા: 'અરે, ભાઈલાલ, બિચારા કોલસા ટાઢે મરતા હશે: લાવને બાચકો. હજી પડી છે અંગારી રાખમાં.

મેં આપવા ન આપવાનો મુદ્દલે વિચાર કર્યો ન હતો, ત્યાં, 'રાખ, હું જ લઈ લઉં છું' કહી શિવજીભાઈએ પોતે જ ખાસો, હીરાનો બાચકો ભરતા હોય એમ એમની ઠીકઠીક ગરમ રહેવા પામેલી આંગળીઓને બરોબર લાંબી પહોળી ખેંચી કોલસા લઈને સગડીમાં નાખ્યા.

મારો કોલેજિયન ભાઈ કાંઈક ઓછાબોલો ખરો પણ જરા સ્વભાવે ટીકાખોર: વળી હવે એની પરીક્ષા ઢૂંકડી આવી હતી એટલે અમે બેકારો અહીં ટોળે મળીને ખલેલ પહોંચાડવાનો જ ધંધો લઈ બેસીએ એ લાંબું સહન પણ થઈ શકે? એણે શિવજીને હેતનો થપ્પો લગાડ્યો ને એમની ગરમ ગરદનનો સ્પર્શ પોતાની ઠંડી આંગળીઓને પમાડીને એમને ચોંકાવ્યા.

'કાં શિવજીભાઈ, આખી રાત જાગરણ માંડવું છે શું ? આટલા કોલસા હોલાઈ ક્યારે રહેશે ?' ને ઉત્તરની રાહ જોયા વિના કોલસાની શગમાંથી થોડા એણે નીચે ખેરવી પાડ્યા.

'પણ આ જોને, ભાઈલાલ તો જોઈ જ રહ્યો છે ને પેલા બે ગોદડાંથી કુસ્તી ક્યારે પૂરી કરી રહેશે ? ત્યાં લગી આપણે મરી જવું ?' ને એમ કહી એમણે એની તરફ સગડી ખસેડી અને એની આંચથી ગરમ થયેલી ખૂણાની બંને ભીંત પોતાનાં પાસાં ચાંપવા માંડ્યાં. સોમને એ જોયું, ને એના અસલ રૂપમાં આવી જઈને બોલ્યોઃ

'શિવજીભાઈ, માણસને તે કેટલી ગરમી જોઈએ ? કોલસા જો ખાઈ શકાતા હોત તો પેટમાં પધરાવી દઈને પાછળ થોડીક દીવાસળી સરકાવી દેત. પછી ગમે તેવી ઠંડી પડોને!'

શિવજી અંગારા ફૂંકવાના વધારે ઉપયોગી કામમાં રોકાયા હતા. સગડીની કાળાશની આરપાર ધોળોપીળો આછો ભડકો નીકળ્યો તેની સામું જે નજરથી એમણે જોયું તે ભૂલી ભૂલાય એવી ન હતી. થોડાક તણખા ઊડીને એમને ગાલે, વાળે ને ડોકે જઈને બેઠા ત્યારે એમની તરફ અથાગ ક્ષમાવૃત્તિ કરતાં અખૂટ માતૃભાવથી એમણે સ્મિત કર્યું, ને બધે હાથ ફેરવ્યો તે તણખા ખંખેરી નાખતા હોય એમ નહિ પણ પંપાળતા હોય એમ જાણે. ઉત્ક્રાન્તિની ભઠ્ઠીમાંથી તારાની ચિનગીઓ ઊડીને પોતાને અડી હશે ત્યારે વિશ્વકર્તાએ જે મધુર સ્મિતે એમની તરફ જોયું હશે એ આખું દૃશ્ય મારી કલ્પના આગળ રમવા લાગ્યું. બહાર પવન ફુંકાઇને ઊઘાડું રહેલું એક બારણું વાસી ગયો. એ વસાતી વખતે, ઉતાવળી ઉતાવળી બહાર જતાં પહેલાં ઠંડી અમારા કાળજામાં કંઈ છૂપી વાત કરી

ગઈ. ગાદી પર ઢીંચણભેર ઊભેલો સોમન પણ કશાકનો પ્રેરાયો સગડીના નાના ભડકા ઉપર સૌના હાથ નીચે પોતાના હાથ ગોઠવીને બેસી ગયો. નાનાભાઈએ પણ પોતાની જગ્યા કરી લીધી. અડોઅડ સજ્જડ થઈને બેસવાથી અર્ધોક કલાક કેમ સરી ગયો એની કંઈ ગમ ન રહી. સોમનની વાક્છટા પણ તેજી ફેલાવનારી હતી. શિવજીભાઈ આખો વખત ચૂપ હતા. એની મુખમુદ્રા ઉપરથી એ સાંભળતા હોય કે વિચાર કરતા હોય એમ પણ લાગ્યું નહિ. અત્યારે તો માત્ર શારીરિક ધર્મ તરીકે એકાગ્રતાથી તાપવાનું જ એક માત્ર કામ સંપૂર્ણપણે બજાવતા હોય એમ જણાતું હતું. કોલસા હોલાવા લાગ્યા ને સોમન બોલ્યોઃ

'લાવું થોડા, શિવજીભાઈ?'

શિવજીભાઈએ એને ચોંપ્યો. 'કેમ તું તો કોલસા ને દિવાસળી ખાવાની વાતો કરતો હતો ને? કેમ હવે ઊઠવાનું યે મન થાય છે કે?' કહીને તે ઊઠ્યા. 'ચાલ ભાઈલાલ, આપણે સૂવાનું કરી દઈએ. સોમનથી તો તડાકા સિવાય બીજું કશું થવાનું નથી?' હું ઊઠ્યો. 'ખબરદાર છે તમારા ત્રણેમાંથી કોઈ ખૂણેથી આઘુંપાછું ખસ્યું છે તો!' પાથરતાં પાથરતાં તે બોલવા લાગ્યા. ને મને આમ ને તેમ કરવાનું કહીકહીને આખા ઓરડામાં શેતરંજી, કોથળા, વગેરે પાતળાં પાથરણાં હતાં તેટલાં પથરાવી દીધાં. મેં કહ્યું આ ગાદી છે તે પેલે છેડે રાખી તમે તેના પર સુઓ. એ ઓઢવાના કામમાં તો શી રીતે આવે? બે ગોદડાંઓ છે તે એકમાં બબ્બે એમ ચારને ઓઢવા ચાલશે. એક રહી.'

'આપણાં ધોતિયાં છે સૂકાયેલાં સવારનાં, એક જણને એ પહોંચશે.' નાનાભાઈએ રસ્તો કાઢ્યો.

'સારું ત્યારે, મને ધોતિયાં આપો' કહી શિવજીભાઈએ ગાદી ખસેડવા માંડી. ત્યાં સોમન ઊઠ્યો, ને ગાદી પાછી ઓરડાની વચ્ચોવચ આડી બિછાવી દીધી. શિવજીભાઈએ જરીક ખીજાતા અવાજે કહ્યું:

'તારે ગાદી જોઈતી હોય તોય કાંઈ વચ્ચે સૂવાશે ઓછું? બીજા ક્યાં જશે?'

'જરી ખામોશ પકડી જાઓ, હું બધું કરું છું.' કહી એણે એકેક ગોદડી ગાદીની બંને બાજુ ફેંકી. નાનાભાઈએ શિવજીભાઈને ધોતિયાં આપ્યાં એટલે બોલ્યો, 'તૈયાર?' ને પછી હૂકમ કરતો હોય તેમ બે ભાઈઓને ગાદીની એક બાજુ જવા કહ્યું, ને મને બીજી બાજુ પોતાની પાસે બોલાવી લીધો. શિવજીભાઈ ચોંક્યા કે એમનું શું, ત્યાં સોમન કહે:

'શિવજીભાઈ, ગાદી પર સૂઈ જાઓ વારુ!'

એ તડૂક્યા, 'હું કાંઈ એકલપેટો નથી તે વચ્ચોવચ અજગર જેવો પથરાઈને પડું! ગાદીને એક બાજુ કાઢી નાખ, ગંડુ!' સોમને એમને હાથે ઝાલીને સૂવાડી દીધા, ત્યારે કેટલો વિરોધ કરવો તે એમને સૂઝ્યું નહિ. તરત જ સોમને અમને કહ્યું:

'હવે ગાદીની કિનારોનાં ઓશિકાં કરીને આડા થઈ જાઓ જોઉં. બબ્બેને એકેક ગોદડી તો ઓઢવા બસ છે. હવે આવ સવાર ઢુકડી!' ને અમે એના તાબેદાર હોઈએ એમ ચૂપચાપ ઢળી ગયા. પણ કોલેજિયન ભાઈથી બોલ્યા વિના ન રહેવાયું.

'શિવજીભાઈ, તમારી ગાદીમાં અમારે ભાગ પડાવવો ન હતો હો! આ સોમનનાં કામ છે બધાં!' પણ શિવજીભાઈ

ઊઠી પડ્યા, ને કશાકના પ્રેર્યા અમે ય છળીને બેઠા થઈ ગયા. ધોતિયાનો ખાસો વેંતેક જાડો વીંટો કરી માથા તળે રાખ્યો. શિવજીભાઈ ગાદી તળે સરકી ગયા. 'હવે તમે, બંને કિનાર પર માથાં ટેકવી સૂઈ જાઓ તો! એમ ઉપર સૂવાથી તો તમને મારા પગ વાગત!' હું જરી વિવેક કરવા ગયો, 'હવે ભાઈ, સ્વપ્નામાં સૌ સૌના ગજા પ્રમાણે જોઈતી ગોદડીઓ પાથરી ઓઢી લેજો.' પણ ગાદી નીચેનું શિવજીભાઈનું ઢીંચણ મારા માથા પર એવું જરી ઘસાયું કે મારે થોડી વારમાં જ ચૂપચાપ ઊંઘમાં ડૂબકી મારી જવાનો વિચાર કરવો પડ્યો. સોમને જરી જોરથી શ્વાસોચ્છ્વાસ ચલાવીને પોતે ઊંઘે છે એમ જાહેર કર્યું અને બત્રીસી જોરથી ભીડીને માંડમાંડ મેં હસવું દબાવી રાખ્યું.

દૂરથી ખાનપુર ચોકીના પોલિસે પૂકારેલી આલબેલનો ઘેરો થથરતો અવાજ સંભળાયો. બહાર લીમડાઓમાં પવન ફૂંફાડા મારવા મંડી પડ્યો હતો. અમે એકમેકની હૂંફમાં ટોકડું વાળીને નીંદરને ખોળે લપાઈ ગયા.

સારી રાત એક સ્વપ્નાએ મારો પીછો પકડ્યો. સોમન અને શિવજીભાઈ ધરતીનાં પડ ઊખેળીઊખેળીને ગોદડીઓ ખેંચતા હતા અને ટાઢે ઠુંઠવાતાં લોકો પર ફેંકતા હતા. પાંચાલીના શરીર પરથી સેંકડો ચીર ખેંચતા છતાં નવાં ને નવાં એના ડીલ પર તો ફરક્યે જતાં હતાં એમ ધરતીનાં આ બે દુઃશાસનોએ કેટલાંય ગાભાં ખેંચ્યાં હશે, તો ય એને શરીરે નવી ને નવી ગોદડીઓ પ્રગટતી હતી. ફરી એમણે 'હેઇસાં! હેઇસાં!' કરીને વસુંધરાને શરીરેથી ગોદડીઓ ખેંચી કાઢી ટાઢમાં ઠીંગરાઈ ગયેલાં ઠીંગડું થઈ ગયેલાં અનેક લોકોને એમાં લપેટયાં. 'હજી છે ગોદડીઓ! ખેંચો! પેલાં લોકો ટાઢે મરે!

હેઇસાં ! હેઇસાં !!' અને હજારો ગાભાં એમણે ખેંચી કાઢ્યાં. ધરતીએ એટલી ગોદડીઓ પોતાનાં બાળકોથી શા સારુ ચોરી રાખી હશે? બધાંને ગોદડીઓ પૂરી થઈ એ જોઇને સોમન અને શિવજીભાઇ નાચવા લાગ્યા. એમની આગળ કપાસનું એક મોટું ખેતર દેખાયું. ધોળું ધોળું રૂ ડોડવાંઓમાંથી ડોકિયાં કરતું પવનમાં લહેરી રહ્યું હતું.'ટાઢ વાય છે, લ્યા!' કરીને બંને કૂદવા લાગ્યા. ક્યાંકથી બે ઓશિકાં લઈ આવ્યા અને એટલામાં મને જોઈ ગયા ને ઓશિકેઓશિકે મને નાક, કપાળ, વાળ, હાથ, પગ, પેટ, અને ખાસ પક્ષપાતપૂર્વક તો બરડા ઉપર એવો ટીપ્યો કે મારાં હાડકાંની અંદર પણ ક્યાંય ઠંડી છૂપાઈ રહી શકી હશે નહિ. એ તો ઠીક છે, પણ એમને બંનેને ય વધારે પડતી કસરત થઈ ગઈ હોય એમ એ લોથ-પોથ થઈને ટૂંટિયાં વાળી પડી રહ્યા.

સવારે વાસણોમાં કંઇક ખડખડાટ થયો ત્યારે તો ઉંદર હશે માની ગોદડીમાંથી મેં મોઢું બહાર કાઢ્યું નહિ. પણ પછી જમીન ધબ્બધબ્બ થવા લાગી એટલે ઊંઘ ઊડી ગઈ ને જોઉં છું તો શિવજીભાઈ દંડ પીલવા મંડી પડ્યા હતા. સોમન કુંડાળું થઈને પડયો હતો. ગોદડી તળેથી જ હું બોલ્યો:

',કાં શિવજીભાઈ, આટલા વહેલા ?'

જરી થંભી જઇને હાંફતાં હાંફતાં જ એમણે કહ્યું, 'શું કરે? સારી રાત સોમને મારા કાન આગળ નાક બોલાવ્યાં કર્યું ત ઊંઘ આવે ત્યારે ને? નાક બોલાવવાને અને દંડ પીલવાને ક્યાં સંબંધ નીકળ્યો તે સમજાયું નહિ. ત્યાં સોમન જ બેઠો થઇ ગયો, ને શિવજીભાઈને બાવડે ઝાલીને કહે,

'ચાલો, આપણે કુસ્તી કરી લઈએ!'

મને સ્વપ્નું સાંભર્યું અને થયું કે આ બંને અંદર અંદર લડવાનું કોરે મૂકી વચ્ચે મારો જ બોરફૂટો કરશે. હું સામે ખૂણે જઈને ઊભો રહ્યો.

'ક્યાંક ટાઢ ઊડી જશે ઊડી!' કહી શિવજીભાઈએ સોમનને બેસાડી દીધો.

મારા ભાઈઓ ઊઠ્યા. 'આજે તો વાંચવા માટે વહેલા ન ઊઠાયું!'

'કેમ કોલેજિયન, ઠંડી કેવીક પડી?' શિવજીભાઈએ દોસ્તદાવે પૂછ્યું.

'કંઈ નહિ, હવે કેટલા દિવસ ઠંડી છે? આજ શુક્રવાર, વચ્ચે શનિ-રવિ પછી સોમવારથી તો પરીક્ષા છે.' કતલની રાત જેવી પરીક્ષાની પહેલાંની રાતો વિષે એ બહુ વધારે પડતી લાપરવાહીથી બોલતો હતો. 'આ આઠ દિવસ કાઢ્યા એટલે ગામડે પોંક ભેળા થઈ જઈશું!'

શિવજીભાઈએ, પાછળનું કંઈ ધ્યાનપૂર્વક સાંભળ્યું હોય એમ લાગ્યું નહિ. માથું ખંજવાળતાં ખંજવાળતાં બોલ્યા: 'આજે શુક્રવાર?'

સોમને પૂછ્યું, 'કાં આજે તમારો જન્મ દિવસ તો નથી ને?'

એમણે સાચું એકદમ હસી પડીને કહ્યું, 'ના, આપણા બધાનો મૃત્યુ દિવસ છે. હત્ ગંડુ! એટલી ખબર પડતી નથી કે હું શુક્રવારીનો વિચાર કરું છું? કેમ ભાઈલાલ?' મને ઢંઢોળીને બોલ્યા, 'આપણે ગુજરીમાંથી થોડી ગોદડીઓ ખરીદી કેમ લાવતા નથી?'

અમારા સૌથી હસી પડાયું. ભણતા ત્યારે શિક્ષકો એક

જુના જોડાની કે ઘસાયેલા રૂપિયાની કે ઇમારતી લાકડાની આત્મકથા નિબંધરૂપે અમારી પાસે લખાવતા તે યાદ આવ્યું. ગુજરીની ગોદડીની આત્મકથા ગમે તે લખી આપે. શિવજીભાઇએ સૂચન કર્યું કે તરત નાનાભાઇએ નાકનાં ટેરવાં હલાવીને મોઢું પણ જરી સંકોડયું. મેં એને પૂછ્યું, 'કાં ગોદડી લાવ્યા પહેલાં તને એની વાસ આવવા લાગી શું?'

કોલેજિયને ચોખવટ કરી, 'પૈસાનું તો જાણે કે ઠીક છે, પણ ત્યાંથી ગોદડી ઊંચકી કોણ લાવશે? પોતાની પાછળ પાછળ વૈતરા પાસે ય ઊંચકાવી લાવવાની હિંમત છે કોઇમાં? વચ્ચે એલિસબ્રીજની ઘાંટી વટાવવાની છે' ને આંખો ઝીણી કરીને સહેજ સ્મિતપૂર્વક ઊમેર્યું, 'અને ભાઇને તો હજાર જણા નમસ્કાર કરનારા મળે.' મારી મહત્તા કરતા વધારે તો નાલેશી એણે બોલી નાખી, તક ઝડપી લઇને સોમન આંખ ઠરડાવીને બોલ્યો:

'મહાન પુરુષ! તમારાથી નહિ લવાય, તો શું ગોદડી વગરના રહીશું?' અને શિવજીભાઇને બરડે પંજો જમાવીને બોલ્યો, 'આ આપણા શિવજીભાઈ છે ત્યાં લગી શી ફીકર છે? ખાનપુરને રસ્તે આવશું. ગમે એમ, લાવવાનું કામ અમારામાં આવ્યું. બસ! થયું ને?'

મારે કહેવું જોઈતું હતું કે 'ના, ના, આપણે ત્રણે જઈશું.' ને મેં કહ્યું પણ ખરું. અમે ત્રણે ક્યાંક જઈએ તો ભાઈઓને ઘડી જંપીને વાંચવાનો સમય પણ મળી રહે. સોમન બોલ્યો:

'ને પૈસાનું પણ થઇ રહેશે. રાતે આપણે ખાવાનું બંધ રાખશું.'

મારી ને શિવજીભાઈની આંખ મળી, ને મારે કહેવું પડ્યું, 'શું કંઈ ખાધા વિના ચાલશે? એવી કરકસરથી ભાઈઓ કૉલેજ–હાઈસ્કૂલમાં ભણતા હશે તો આવતી સાલથી ઊઠી જશે, પણ....'

ભાઈએ પણ ખૂબ કરી. 'આજે મામા મુંબઈ જવાના છે. સ્ટેશન પર સાંજે મળો તો મઝાની સુખડી મળે, પણ એ તમારાથી નહિ બને. એ તો અમે ખીચડી જ ઢાંકી રાખશું.'

'હવે રાતની વાત ક્યાં અત્યારથી વેતરવા મંડ્યા છો!' શિવજીભાઈએ ટૂંકું પતાવ્યું, ને દાતણપાણી કરીને અમે ત્રણ જણ હવા 'ખાવા' માટે સરખેજવાળે રસ્તે ચાલી નીકળ્યા. સાબરમતી અને વિસાપુરમાં ૧૯૩૧, ૧૯૩૨ના શિયાળા કેવા મઝાના ગયા હતા, એની વાતો કરતાં કરતાં સોમન બહુ ખીલ્યો. શિવજીભાઈને ને મારે ભણતા ત્યારની મિત્રતા. હમણાં તે ચરોતરને ગામડે અખાડો ચલાવતા હતા. સોમનને મારી મારફત જ એ ઓળખતા. એકમેકના સંબંધમાં તો તેઓ હમણાં જ આવ્યા હતા. સોમન ને હું કૉલેજમાં સાથે હતા, પણ એ વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો, અને એનું મૂળ નામ સોમનાથ હતું પણ કોઈ છૂપી મહત્ત્વાકાંક્ષાએ એને સોમનાથનું સોમન અથવા સોમનાથન કરવા પ્રેર્યો હતો.

રાતે સ્ટેશન પર મામાને મળ્યા. બધાએ સાથે બેસીને સુખડી અને ઘરનું અથાણું ખાધું. શુક્રવાર ફરી પાછો મદદે આવ્યો અને મામાએ ખાસ ગરમાગરમ ચણા લઈને અમને ખવરાવ્યા. થોડી સુખડી કાગળમાં વીંટીને ભાઈઓ માટે ગજવામાં લઈ લીધી, અને રામરામ કહી અમે છૂટા પડ્યા. ઠંડી શરૂ થઈ ગઈ હતી. છૂટા પડતાં મામાએ કહ્યું તો ખરું,

'આ કામળી લે. ટાઢમાં કેમ જઈશ!' પણ મેં મિત્રો તરફ જોઈને કહ્યું, 'અમે ત્રણને કંઈ એક કામળે શું થવાનું હતું? સપાટામાં હમણાં પહોંચી જઈશું ઘેર.' શિવજીભાઈ મારી સામું ફીક્કું હસ્યા ને મને મારી નકામી શેખી ઉપર પળવાર પછી જ પસ્તાવો થયો. ચાંપતે પગલે અમે ચાલવા માંડ્યું એટલે ઠંડીની ઝાઝી ખબર પડી નહિ. ઉતાવળે ચાલતાં રસ્તે ધક્કા અને ગાળોથી ગરમ થતા ગયા ને થોડી વારમાં એક ઓળખીતાની વીશી આગળ આવી પહોંચ્યા. સાંજે અંધારું પડ્યે કોઈની નજરમાં ન અવાય એમ ગુજરીમાંથી બે–વધારેનો મોખ ન હતો—ગોદડીઓ ખરીદીને વીશીમાં મૂકીને અમે સ્ટેશને ચાલ્યા ગયા હતા. દબીદબીને ગુજરીમાં ચાલતા હતા ત્યારે સોમને અમારા બંનેના ખભા વચ્ચે આવી જઈને એનામાં હતી એટલી આશ્ચર્યની લાગણી ભવાંની ઉપલી કોર પર લાવીને કહ્યું હતું, 'જોને કેવો ગોદડીઓ ગોઠવીને, ચીનની દિવાલ રચીને બેઠો છે! ઠંડીના ગમે તેટલા ફૂંફાડા પણ એનું રૂંવાડું સરખું ફરકાવી શકે એમ છે હવે?' પણ મને એકંદરે એવું લાગ્યું ખરું કે ગોદડીઓ ખરીદવાની ક્રિયાથી માંડીને વીશીવાળા પાસે મૂકી આવવાની ક્રિયા સુધીના સમય દરમિયાન અમારામાંથી કોઈ કશું બોલતું ન હતું, અને જાણે એટલા સમયને મૌનના કફનમાં જ કફનાવી દેવાની અમારી ઇચ્છા ન હોય. અને પછી સુખડીની આશાએ સ્ટેશન તરફ ચાલવા માંડ્યું ત્યારે જ પાછી સૌની જીભો પીપળાના પાનની પેઠે ચંચળ બની ગઈ.

વીશીવાળા જોડે ચૂલા પાસે ઊભા ઊભા તાપવા પૂરતી થોડી વાતચીત કરી ગોદડીઓ લઈને અમે ચાલવા માંડ્યું.

સામે ભદ્રના ટાવરમાં કેટલાક ટકોરા થયા. ને પોતે કંઇ

મોડી પડી હોય એમ ઠંડી જરી ચોંકી. ઝાડનાં પાંદડાં જરી બબડીને એક બીજામાં લપાઈ ગયાં. બધે સન્નાટી ફેલાઈ ગઈ. અને અમારી ખુલી ઘૂંટણ, ગરદન, હાથ અને નાકનું લોહી ઠરતું માથું વહેન અટકાવીને હાડકાંને બાઝી પડતું હોય એમ લાગ્યું.

રસ્તા પાસેની પગથાર પર કેટલાંક માણસો પેટમાં પગ ચોંટાડીને પહેરેલાં ગાભાં તાણીખેંચીને પગ ઢાંકવા મથતાં પડયાં હતાં. કેટલાંકે છાપાં કે એવાં કાગળિયાં પગની ને માથાની નીચે પાથર્યાં હતાં. એક છોકરો બીજાના પેટમાં માથું ઘાલીને એના પેટ સાથે કંઇ વાત કરતો હોય એમ બબડતો હતોઃ

રસ્તા છોડ! છોડ! છોડ!

એ બોલતો હતો તે તરફ મિત્રોનું ધ્યાન જાય તે પહેલાં તો શિવજીભાઇનો પગ એક સૂતેલાના કંઈ માગતો હોય એમ ફેલાયેલા હાથ પર પડ્યો ને પેલો માણસ છળી ઊઠયો. એણે ડોકું આમતેમ ફેરવ્યું, માથું ખંજવાળ્યું અને દુનિયા તો પહેલાંની જેમ બરોબર ચાલે છે ને પોતાને છળી ઊઠવાનું લેશ પણ કારણ ન હતું એની ખાતરી કરી પોતાની જાત સાથે શરમાઈને જ પડખું ફેરવીને સૂઈ રહ્યો. પેલો છોકરો બીજાના પેટમાં બોલી રહ્યો હતો.

મુસાફર! છોડ, છોડ, છોડ,
રસ્તા છોડ, છોડ, છોડ!

શિવજીભાઈએ એ સાંભળ્યું અને એ કંઇ લજાયા. રાતે રસ્તાપર બહુ અવરજવર ન હતી છતાં અમને પારસલ સાથે જતા કોઇ જુએ અને રખેને પૂછે કે શું લઇ ચાલ્યા એટલે

શિવજીભાઈની પાછળ પાછળ ફુટપાથને છેડે ચૂપકીથી અમે ચાલતા હતા. અમારા જેવા ' સજ્જનો ' ઠોકર ન મારે એ ખાતરીથી જ પેલો માણુસ કંઈ ' ખાસ બાત ' સુણાવ્યા વગર સૂઈ ગયો હતો. સોમન ચૂપ હતો એ મને ગમ્યું નહિ. એનું મૌન હમેશાં ભયંકર હોય છે. એ વારેઘડી પાછળ વળીને જોતો હતો. એણે મને હાથથી ખેંચીને કહ્યું. ' પાછળ તો જો ! ' એક માણુસ કાખમાં લૂગડાંના લબાચા અને હાથમાં થોડાં છાપાંનાં કાગળિયાં લઈને દોડતો દોડતો આવ્યો અને પેલા પડખું ફરીને સૂતેલા માણુસને ઠોકરથી ઊઠાડવા લાગ્યો. ઊઠીને તે બિચારો અમારી આગળ દોડીને થોડે છેટે જઈ રસ્તાને ખૂણે ઊભો રહ્યો, ને એની જગ્યાએ આ નવો માણુસ માથા નીચે લબાચા ને પગ તળે કાગળિયાં રાખી સૂતો. ઝટ સમજાયું નહિ કે પેલાને ઊઠાડવાનું આને શું કારણ હતું. એ ઊભો હતો ત્યાં અમે જઈ પહોંચ્યા. પૂછ્યું, ' નાઠો કેમ ? '

' ચોર ! લુચ્ચો ! ! ' કહીને તે આડું જોઈ સૂવા માટે નીચે બેસી ગયો. અમે બેએક ડગલાં આગળ જઈ અટકીને પૂછ્યું: ' ગાળો કેમ દે છે ? '

' તમને નહિ, શેઠ ! '

' ત્યારે ? '

નીચે પથરા સાથે વાત કરતો હોય તેમ તેણે ગણગણવા માંડ્યું, ' ન દઉં તો શું કરું ? આ બરફ મૂકેલો પથરો પાછો કલાક સૂઈશ, ત્યારે હૂંફાળો થશે તો ! ચોર ! મારા લોહીમાં એને શેકાવું છે ! પેલા જલમનો વેરી ! ' પૂરું કંઈ ન સંભળાય એવું બબડતો તે સૂઈ ગયો.

' તમે લોકો આટલા વહેલા સૂઓ છો ? '

ઊછળીને માથું અધ્ધર રાખીને હવામાં તે બોલ્યો: 'વહેલા? શું કરે?.........ને ઊભા રહે તો બધી બાજુથી ઠંડી. પડ્યા રહીએ તો ધરતી તો એક પડખું સંભાળે!' મને થયું ધરતીની ચાદર ઓઢીને પડેલાંની આના મનમાં કેટલી અદેખાઈ હશે!

ભૂતના ઓળા જેવા અમે ચાલતા હતા. ટાઢ પણ જામતી હતી. અમારા જોડાનો અવાજ પહેલી જ વાર અમને સંભળાયો. અમારા ત્રણ જણના પગલાંના ધબકારમાં જાણે રાજનગરના કોઈ પૂર્વવિજેતાની લશ્કરી કૂચનો ધ્વનિ પૂરેપૂરો સંભળાતો ન હોય! અમે ટટાર થઈને ચાલ્યા. એક મોટર પસાર થઈ ગઈ. અમે વધુ ટટાર થઈને ચાલવા લાગ્યા. સોમન બોલ્યો:

'શિવજીભાઈ, તમારા અખાડામાં બહુ વંચાય છે તે ચોપડીઓ અહીંથી બહાર પડે છે હો! ને પેલી વિદ્વત્તાભરેલી નીકળે છે તે પેલાં લોકો સૂતાં'તાં ત્યાંથી.'

તેઓ ચોંકીને બોલ્યા: 'જોને એક ટોળું આ અહીં પણ સૂતું'.

મકાનનાં પગથીઆં કને દસબાર માણસ સૂતાં હતાં. છેટેની જાહેરબત્તીનું થોડુંથોડું અજવાળું તેમની ઉપર પડતું હતું. બધાંએ માથા સુધી ઓઢેલું હતું. કોઈ ધોળાં તો કોઈ રાતાં ઓઢણાં હતાં. ઢગલો થઈને સૌ પડ્યાં હતાં. સોમન ભયંકર રીતે ગંભીર બન્યે જતો હતો, ને વારેઘડી પહેલાંની જેમ પૂંઠળ જોતો હતો. દૂર વિક્ટોરિયા બાગ તરફ એક નાની તાપણી સળગતી દેખાતી હતી.

'ભાઈલાલ, કાગળ શેનો બને? ઘાસમાંથી કે લાકડાંમાંથી?'

'અરે! કેટલાં જંગલો કાગળ માટે તો કપાય છે!'

'તો આ ચોપડીઓ કરવામાં શા સારુ નકામા જંગલોને કતલ કરતા હશે? લોકો તાપે ય શાને બિચારાં?'

'ખૂબ કરી! આ ટાઢે મરતાંને તો ચોપડીઓનો તાપણી સિવાય બીજો કશો ઉપયોગ શેનો હોય?'

શિવજીભાઈએ ચોમેર આંગળી કરીને કહ્યું: 'આ મહેલાતોના ઈમારતી લાકડાનો પણ દુરુપયોગ જ થયો છે એમ મને તો લાગે છે.'

'તમારી સહાનુભૂતિ ખૂબ જાગ્રત થઈ ગઈ લાગે છે. કાલના જેવી દસ રાતો ગાળો તો આખા શહેરનું તાપણું કરી દેવા આ લોકોને પડકાર કરતા થઈ જાઓ ખરા!'

બીજી તરફ સોમન ઊંચે જોઈને બોલતો હતો. 'આકાશમાં આટઆટલા આગના ગોળા એળે ગરમી વરસે છે, ને અહીં......?' અને અધવચથી પાછળ ફરીને કંઇ જોતા ઊભો રહ્યો. અમે ય અટક્યા. પેલાં લોકોમાં ઓઢણાંની ખેંચતાણ જામી હતી. એક રાતું લુગડું દૂર રસ્તા પર જઇને પડ્યું. પડી રહ્યું. ઊભા થયા વિના ઘસડાતા જઇને કોઇએ એ લઇને ઓઢી લીધું. જેસથી કોકના મોઢાની ડાકલી બોલી. વાતાવરણમાં જાણે હજારો હાડપિંજરોનો અવાજ ઊભરાવા લાગ્યો. અમે ઉતાવળે ચાલ્યા. એલિસબ્રીજ ઉપર થઈને જવામાં કંઇ ખાસ વાંધો ન હતો. પણ શિવજીભાઇ કહે કે હવે ઓઢીને જવાય તો સારુ, ઠંડી વધી છે. એટલે અમે ખાનપુરના દરવાજા તરફ વળ્યા. રસ્તામાં સોમને અચાનક ડાકલી બોલાવી. અમે હસી પડ્યા. પણ તરત આખા વાતાવરણમાં જાણે પડઘો પડ્યો હોય એમ હજારો હાડપિંજરોનું ખડખડાટ હાસ્ય સંભળાવા લાગ્યું. સોમન વળી કંઇ ગણ-

ગણવા લાગ્યો, 'સેળભેળ સૂતાં, એને વાગે ના જૂતાં, જોજો વાગે ના જૂતાં, જોજો વાગે ના જૂતાં!' નદીની રેતમાં પેસતાં જ અમે ગોદડીઓ ઓઢી લીધી. સોમન ખુલ્લો જ ચાલતો હતો અને 'રસ્તા છોડ' વાળી કે આ નવી ટૂક ગણગણતો હતો. વહેણ આવ્યું. દિવસે તો આખો ઘાટ ગાજતો હોય. પરાંથી શહેરમાં મજૂરો આવજા પણ કરતાં હોય. શિવજીભાઇએ પાણીમાં પગ મૂક્યો, ને એક ચીણરી સામે કિનારેથી બોલતી બોલતી શહેર ભણી ઊડી ગઇ. ચોંકીને તે બોલ્યા: 'આ તો પાણી નથી; પણ બરફ છે બરફ! આપણે આમ આટલા ડાહ્યા ને આનો વિચાર સરખો કર્યો નહિ. એલિસબ્રીજ પર નાક કાપી લેવા કોઇ નવરું બેઠું નથી. ચાલ મારા ભાઇ!'

'આ તો અવળા ફૂટાયા!'

કામળા પર ચડાવવા જતાં પણ છટકી જાય ને જેવી વાગે એવી તીખી નદીની એક પવનલહરી ગાભાંના કે માંસના લોચાને ગણકાર્યા વિના અંદર સીધી અમારા હાડકાં પર જતી વાગી. સોમન ગણગણ કરતો મારી ગોદડીમાં લપાયો. ગોદડીના ગમે તેટલા આપ્યા હોત તોય વસૂલ હતા. સોમન કહે:

'જેલમાં સારું નાહ?'

'હાસ્તો. બબ્બે કામળા ક્યાં છે?'

'પેલાં રઝળતાં લોકોમાંથી કોઈ હજી જેલમાં નહિ ગયું હોય, નહિ તો ફરી શિયાળો આવ્યે બહાર ન પડી રહે.'

'તો તું જ કેમ બહાર ફૂટાય છે, એ કહે ને?'

ફરીથી અમે વિક્ટોરિયા બાગ આગળ આવી પહોંચ્યા. ગોદડીઓ લપેટી લેવી જ જોઈએ એમ લાગ્યું. પૂલ ઉપર

કોઈને કોઈ મળે; અને ગોદડીઓ ઓઢીને કોઈને પણ શી રીતે મળાય ?–એ અમારું માનસ. સોમન કહેઃ 'તને વાંધો ન હોય તો આપણે ગોદડીઓ મૂકીને જઈએ.'

'ક્યાં ? આટલું બધું કર્યું તે શા સારું ?'

'તને વાંધો ન હોય તો, કહું છું......'

'શું ?'

'પેલાં બિચારાં ખુલ્લામાં છે એમને ઓઢાડીને આપણે ખુલ્લે હાથે ચાલ્યા જઈએ. પૂલનો સવાલ જ નહિ રહે પછી.' આ કહેવા માટે જરી ઝંખવાઈને તે ફીક્કું હસ્યો. રોજનો એનો જ્વલંત હસમુખો ચહેરો આકર્ષક હતો, પણ આ ભીંજવતી દીનતા તો અનેરી જ હતી. કોણ જાણે, શિવજીભાઈ જ આગળ થયા અને અમે પેલાં સૂતેલાં ભણી વળ્યા. હજી તો થોડું છેટું હતું ને શિવજીભાઈના પગ એકાએક થંભી ગયા.

'કેમ ?' કહેતો સોમન ચોંક્યો.

'અરે ભાઈલાલ, આ શું ?'

જોઉં તો એક પોલિસનો માણસ બેત્રણ ધોળાં રાતાં લૂગડાંવાળાં માણસોને પેલા ટોળામાંથી લઈ જતો હતો. કોટ પાસે લપાઈ રહેલા બે આદમી અમારી પડખે થઈને નાઠા. પોલિસ પેલાંઓને લઈને ચોકી તરફ વળી ગયો હતો, અને બાકીનાં માણસો પહેલાંની જેમ જ જાણે સૂતાં હતાં. પોલિસની હાજરીમાં એમણે સૂવાનો ડોળ કર્યો હશે. અમે આગળ ગયા. પેલો એકલો માણસ ટૂંટિયું વાળીને કણસતો હતો. એના પગ પર ધીરે રહીને સોમને એક ગોદડી મૂકી. એણે લાત મારી ફગાવી દીધી. એને શી શંકા આવી હશે ?

ઊંચકીને અમે આગળ ગયા. 'રસ્તા છોડ' વાળો અવાજ યંત્રવત ધીરો ધીરો આવ્યે જતો હતો. સોમન કંઈ વિચારમાં પડ્યો.

'કેમ આ લોકો પણ ફેંકી દેશે શું?' શિવજીભાઈએ પૂછ્યું. 'ચાલો, ઘેર ચાલ્યા જઈએ!' કંટાળીને એમણે કહ્યું. સોમને ત્યાં મારા ગજવામાં હાથ નાખીને સુખડીનું પડીકું કાઢી, ખોલીને પેલા છોકરાના મોઢા આગળ મૂક્યું ને અંને ઉપર એક ગોદડી ઓઢાડી પાછા વળ્યા. જોયું તો પેલું ટોળું ડરનું માર્યું નાસી ગયું હતું. અમે જઈને પેલા એકલા સૂતેલા, દુનિયા સામે બબડનારાના પગ પર ગોદડી ફરી મૂકીને ચાલવા માંડ્યું. થોડે છેટે જઈ જોયું તો ડાહ્યા થઈને એણે ગોદડી ઓઢી લીધી. અમે ઝપાટે ચાલવા માંડ્યું.

પૂલની નીચે લોખંડના થંભો પર પછડાઈને પવન અજબ અવાજ કાઢતો હતો. શિશિરની જાણે રુદ્રવીણા વાગતી હતી. નદીના વહેણની પાતળી ઝરણી કરવતની જેમ પૂલને ય વીંધીને અમને માથાના તાલકા સુધી ચીરી નાખતી હતી. પેલી બાજુ પહોંચ્યા, ને પાસે થઈને એક ખટારો ચાલ્યો ગયો. એના ગૅસથી જરા નાક સંકોડાયું, પણ થોડીક સેકંડ સારી હૂંફ મળી. ઓરડીએ જઈને કમાડ ઉઘડાવ્યું. વચ્ચોવચ્ચ ગાદી પાથરી, એકએક ગોદડી ઓઢીને ભાઈઓ તો એમની પદ્ધતિ પ્રમાણે સૂઈ રહ્યા હતા. શિવજીભાઈથી રહેવાયું નહિ.

'ચાલ ભાઈ કૉલેજિયન, ખીચડી કાઢ એટલે જરી ગરમ થઈને સૂઈ જઈએ. કેમ સગડીમાં કોલસા બળતા દેખાતા નથી?'

'કેમ ગોદડીઓ ક્યાં?'

'પાછળ મજૂર લાવે છે. ખીચડીની વાત કરને.'

'પણ, નાનુને પેટમાં ઠીક ન હતું એટલે મેં તો કહ્યું કે મારે તો મામાની સુખડીથીય પતી રહેશે, કાં નહિ?'

એનો પ્રશ્ન એકલા શિવજીભાઈને નહિ–અમને પણ–જાણે આખી દુનિયાને હતો. સોમન એના વિચારમાંથી ઝબકીને બોલ્યો:

'ભાઈલાલ, પેલાંને એ કામળાના પ્રદેશનો રસ્તો મળી ગયો આખરે! હવે એકે શિયાળામાં એ બહાર આમ ફરી ટાઢે મરે તો કહેજે!' અને પાછો એ એના વિચારોમાં ડૂબકી મારી ગયો. કોલેજિયન ભાઈ કંઈ ન સમજાતું હોય એમ ચારે કોર આંખો ફેરવતો હતો. શિવજીભાઈ કાલ કરતાં કંઈ સારી સૂવાની વ્યવસ્થા કરવાના હોય એમ ગોદડીઓ ફેંદવા લાગ્યા, ને એકદમ ઊભા થઈ જઈને ઉપરાઉપરી કપડાં પહેરવા લાગ્યા.

'આ શો તુક્કો છે, હવે?' કોલેજિયને એમને માથેથી તાણીતાણીને બેસાડેલી ટોપી ખેંચી લઈને પૂછ્યું.

'હોય તેટલાં કપડાં પહેરીને સૂઈ રહે આરો છે, હવે!' ને ચારે કોર લાંબો હાથ કરીને બોલ્યા: 'ઝટ કરો! નહિ તો બુકાનીઓ બાંધીને આવો મારી પાછળ પાછળ–ઘણાયે બંગલાઓ છે–કાં તો ત્યાં કે બબ્બે કામળાના મુલકમાં તમને પહોંચાડી ન દઉં તો મારું નામ......નહિ!'

નાનાભાઈ અત્યારસુધી દબીદબીને હસતો હતો તે ખડખડાટ હસી પડ્યો. બહાર લીમડાઓમાં પવને પણ અટ્ટહાસ્ય કર્યું. દૂર ખાનપુર ચોકીના પોલિસે પોકારેલી આલબેલની જાણે એ ભરપૂર મશ્કરી હતી. પવનને જાણે થતું હતું કે કેટલાં માણસોને છાપરાંવનાં કરી નાખું, કેટલાં કાળજાંમાં કાણાં વીંધી દઉં તો આ શહેરની આલબેલનું જૂઠાણું ગવાતું બંધ થાય.

# આદમિયત

**સવારની** ઠંડી એવી હતી કે પોતાનું ચાલે તો કોઈ પણ બહાર નીકળે નહિ. ટ્રામમાં કોઈ બેસનાર હોય ન હોય, છતાં લોઢાનો ઠંડો–વીંછીની જેમ ડંખતો, ચીપિયો હાથમાં લઈને 'ટિકિટ પ્લિઝ!' કરવા ગુલામમહમદને નીકળ્યા વગર ઓછું ચાલે એમ હતું? પ્રભાકરનું ચાલત તો તે પણ પોતે શાળાના દિવસોમાં નિયમિત મોડા ઊઠીને માંડ મેળવેલો 'સૂર્યવંશી'નો ઇલ્કાબ સહેજે જતો કરીને આટલો વહેલો ભણાવવા નીકળી પડત નહિ.

ટ્રામમાં આવીને, સ્ત્રીસમાનહક્કની હિલચાલના આ જમાનામાં પણ સ્ત્રીઓ માટે રિઝર્વ્ડ રાખેલી બેઠકોની પાછળ 'પ્રભાકર કાલ્પનિક હૂંફમાં લપેટાઈને બેઠો ને બારીના કાચની આરપાર મકાનો તરફ તાકી રહ્યો.

એકબે સ્ટેશન પસાર થયા છતાં બીજું કોઈ ઉતારુ દાખલ થયું નહિ, એટલે છેક ખૂણામાં બેઠેલો ગુલામમહમદ —ખરેખરું કે ખોટું પણ એક બગાસું ખાઈને ઊઠ્યો. પ્રભાકરે

પાકિટમાંથી કાઢીને છુટ્ટા ચાર પૈસા એના હાથમાં મૂક્યા ત્યારે કોઇ પણ પ્રખ્યાત રંગભૂમિને દિપાવે એવો અભિનય કરીને બોલ્યો, 'પૈસે કૈસે ઠંડે હૈ?—પૈસેવાલે કે હી જૈસે.'

પ્રભાકર સ્વભાવે એક કૉલેજિયનને છાજે એટલા પ્રમાણમાં અતડો બન્યો હતો, જોકે હજી પોતાથી નીચા પ્રત્યે પૂરતી તુચ્છકારવૃત્તિ એને કેળવવી બાકી હતી. છતાં પોતા પર આવતો આરોપ હટાવવા એણે બારીના કાચની આરપાર જોતાં 'રાષ્ટ્રભાષા'માં જ ચલાવ્યું, 'યે શિયાલેમેં ઠંડે તો હૈ, મગર હમ પૈસેવાલે નહીં. પૈસેવાલે તો સોતે હોંગે. હમારી તરહ ઠંડે નહિ હોંગે.'

'જનાબ, ક્યા કહા? આપ કૈસે ઠંડે હો સકતે હૈં?'

'ક્યૂં નહીં?' પ્રભાકરે એની સામું જોઈને સવાલ કર્યો.

'ક્યોં કિ આપકા દિલ તો ઠંડા નહીં,' ગુલામમહમદે કહ્યું. પ્રભાકર બારી આરપાર મકાનોની દોડી જતી બારીઓ તરફ તાકી રહ્યો હતો. 'યહાં યે બડી બડી મકાનાત હમને દેખી, બડેબડે તમાશે દેખે, બડેબડે આદમી દેખે, લેકિન આદમિયત કહીં ભી નહીં દેખ પાઈ.' પ્રભાકરે એની સામે ઊંચું જોયું, 'દેખો આપને હમારે દોસ્તકે મુઆફિક કહ દિયા. કિ આપ પૈસેવાલે નહીં. મગર ઔર સભોંને હમકો ક્યા કહા હૈ? સિર્ફ એક આના દેને મેં તો ઐસી રૂઆબ આંખ દબાકે દિખાતે હૈં કિ ક્યા બાત! ક્યા આદમી દિમાક રખતા હૈ! ખીસે ઔર થોડે તર હોને પર ટ્રામસે મોટરમે સિરક જાતા હૈ! ક્યા હસતે હો જનાબ? હમારી આંખસે તો હમને યહ દેખા સબ......લેકિન આદમિયત નહિ દેખી.'

પ્રભાકર ખરેખર હસતો હતો. પગે ચાલનારા આનો ભળતાં કેમ ટ્રામમાં ને ટ્રામમાં જનારા 'બે' પૈસા કમાતાં કેવા મોટર દોડાવતા ચાલ્યા જાય છે એનું દૃશ્ય એ જોઈ રહ્યો, ને આ બધી 'પ્રગતિ'નું રહસ્ય ઉકેલી રહ્યો.

'આપ મોટે ફિલસૂફ લગતે હો,' પ્રભાકર જબાને-રતનને જ વળગી રહ્યો.

સામે ગુલામમહમદે એને ફિલસૂફી વિષે, તમે હું કે પ્રભાકર કોઈ પૂરું ન સમજી શકીએ એવી ઉર્દૂ જબાનમાં છટાદાર મધુર લાગતી બેતો લલકારી. એનો ભાવાર્થ કંઈક એવો હતો કે શિકારને મૂળ શિકારી વાઘ ને પછી શિયાળવાં વગેરે ખાઈ ગયાં. ને તે પછી ય તે કાગડા ગરજણો વગેરેએ હાડપિંજર બિલાડીના પંજા જેવું સાફ કરી દીધું ત્યારે મોડું મોડું એક ગીધ આવી પહોંચ્યું અને હાડકાંના માળખા પાસે બેસીને ડોક ઝુકાવી શોચી રહ્યું: કાં તો મારી સૂંઘવાની શક્તિ ગઈ છે અથવા માત્ર હાડકાંનાં જ જાનવર હવે જન્મવા માંડ્યાં છે. 'હાડકાં તો હાડકાં' કરતો એક કૂતરો આવી પહોંચ્યો ને બાઉવાઉની ભાષામાં ગીધ તરફ ધસીને બોલ્યો 'હટ ફિલસૂફ!'

ગુલામમહમદ હસવું દબાવી ન શકવાથી વાંકો વળી વળીને હસી રહ્યો. ગુંચાઈને પ્રભાકર બોલ્યો, 'તો આપ શાયરે તો જરૂર લગતે હો!' પોતાને એક મામૂલી ટ્રામ-કંડકટર જેવું પણ બોલતાં ફાવતું નથી એ જોઈને પ્રભાકર 'રાષ્ટ્રભાષા'ને અંદરથી હજારો શાપ આપતો હતો.

'દેખો હમકો ગાલી મત દો!' કહી ગુલામમહમદ શાયરો વિષે કંઈ અરબસ્તાનમાં ગયે જ સમજાય એવી ભયંકર બેત લલકારી ગયો.

'આપ બહુત પઢેલે તો હૈં હી.'

'નહીં સાબ. હમ આપકી ઈંગ્રેજી–જરમની નહીં જાનતે હૈ. ઇસીસે તો હમકો ઇસ્ટેશનમાસ્તરી મિલ નહીં સકી. લેકિન આપ જુરૂર ઈંગ્રજી પઢ લેના. યહ જમાનેમેં કુત્તે ભી ઇંગ્રજીમેં ભૂંકનેકી કોશિશ કરતે હૈં!'

શરમાઈને પ્રભાકર બોલ્યો, 'જી મૈંને થોડાઘણા ઇંગ્રજી પઢ લિયા હૈ.'

'ક્યા? આપ કિસ કિતાબમેં હૈં?'

'બી. એ. મેં હૂં.'

'ક્યા બોલે? બી. એ. મેં!!' અને પોતાનો અચંબો જીરવી નહિ શકવાથી ટ્રામના પાછલા અરધિયાને આ છેડે ઊભેલા જોડીદારને ઘાંટો પાડી બોલાવીને કહેવા લાગ્યો: 'દેખ તુકારામ, બાબુસાબ બી. એ. કી પઢાઈ કરતે હૈં! ઇતની ઉમ્રમેં!'

પ્રભાકર પણ થાય ને ભૂંડો તે પોતાને વિષે અભિપ્રાય એકદમ ઉત્તમાવી દેવાની આ અણધારી તક ઝડપીને મોં પર જરી શરમના શેરડા લાવીને બોલ્યો, 'જી, દોચાર બરસ તો બિચમેં યે સબ દેશકે મામલેમેં પઢના છોડ ભી દિયા થા.'

ગુલામમહમદ તો ઘેર આંગણે કાંઈ ઉત્સવ આવી ગયો ન હોય એવા આનંદમાં આવીને તારીફ કરવા લાગ્યો. જ્ઞાનને ઉંમરથી નિસ્બત નથી એ મતલબની કંઈ મીઠી ઉર્દૂ શેરો પણ ગગડાવી ગયો. તુકારામ પણ મુગ્ધ માણસની જેમ જોઈ રહ્યો.

શેરો સાંભળીને એનો અર્થ ન સમજવા છતાં એની છટાથી મોહીને પ્રભાકર ગુલામમહમદ સામે અદબથી જોઈ રહ્યો. પોતે એની સાથે અવિનય કર્યો હોય એમ શરમાયો.

નમ્રતાથી બોલ્યો, 'મેરે જૈસે પઢાનેકા કામ કર સકતે હૈં તો આપ ક્યૂં નહિ કરતે હૈં ?'

'આપ પઢાનેકા કામ કરતે હૈં? છિ:'

'જી હાં, હમારે શાસ્ત્રમેં બમ્મન લોકકા કામ યહી લિખા ગયા હૈ, પઢના ઔર પઢાના.'

'પઢાઓ! મગર હમ તો આદમી કો હિ પઢા સકતે હૈં, સરકસવાલોંકી તરહ જનાવરોંકો નહીં. હમને ભી એક દફે અખ્તરા કર લિયા. લેકિન આદમિયત...'

વચ્ચેથી અટકીને 'અચ્છા અચ્છા, પઢાઓ' કહેતો કોઈ અભાગિયું બેસનાર આવ્યું હશે એને ટિકિટ આપવા ચાલ્યો ગયો.

બીજે દિવસે ટ્રામ પર આવતાં જ પ્રભાકરે એક દોસ્તની પેઠે ગુલામમહમદ સામું જોઈને પૂછ્યું: 'આપકા અખ્તરા હમકો સુનાઓ. જુરૂર સુનાઓ.'

'જી, આપ પઢાના ભૂલ જાએંગે. જાને દો બાત...આપ કૌનસે મજલે પર પઢાને જાતે હૈં?'

'જમીન પર હી.'

'તો બહુત અચ્છા. યહાં મકાનાત ભી કિતની બડી ઊંચી હૈં?' કહીને હસી રહ્યો. વિના કારણ તુકારામ પણ હસવામાં સાથે ભળ્યો. 'કિતની ઊંચી મકાનાત! જિન્નત હી દેખ લો. ઔર જિન્નતકી હુરેં! જાને દો બાત! બાદલકા રૂમાલ રખતી હૈં, બાલમેં તારેં પિરોતી હૈં, ઔર મુંહમેં ચાંદ છિપાતી હૈં......ક્યા શહર હૈ! લેકિન તુકારામ, કહીં આદમિયત નહીં.' અને વ્યથામય હાસ્યના ખખડાટથી ટ્રામના અવાજને પણ એણે ડુબાવી દીધો.

'આપ ગુસ્સા મત કરે',' પ્રભાકર તરફ જોઈને બોલ્યો. 'સચમુચ હમ ઇંગ્રેજીવાલોંકા ઇતબાર નહીં રખતે હૈં.'

'મુઝકો ઐસા મત ગિનો,' પ્રભાકરે દોસ્તદાવે કહ્યું.

'તો દેખો,' ગુલામમહમદ બોલ્યો, "તબી તો પાંચ નંબર પર મેરી ડ્યુટી લગતી થી. એક દિન બોરીબંદર પર એક પારસી જવાન મિલ ગયા. અભી બોરીબંદરસે અગ્રા લોકલ છૂટી નહીંથી. વહ આતા હોગા કોઈ કાલિજસે, ક્યા માલૂમ? ટ્રામમેં જાદે ગિર્દી નહીં થી. એક આના દેનેકા થા વહાં પર ભાઈસાબને સો રૂપયેકી નોટ ધર દી. મૈંને કહા ખુદ્દી નહીં હૈ, આપ લે કે આઈએ. તો મુંહ ચલાને લગા, ઇંગ્રેજી ચલાને લગા. જરમની બતાને લગા. મૈંને ઉસકે ચશ્મે કે સામને ઉંગલિ કરકે એક દફે તો કહ દિયા 'જિ. આપ બી. એ. પાસ હૈં તો મેં ભી બીબી પાસ હૂં.' થોડા ઔર કુછ 'અકબર'સે, 'રૂમ'સે, 'મીર'સે સુનાઈ દિયા. તો ઠંડા હી હો ગયા. દુસરે હી ઇસ્ટેશન પર ઉતર ગયા લેકિન બોલા કિ ઉર્દૂ કી પઢાઈ કે લિયે મૈં ઉસકે ઘર જાઉં. છુટ્ટી કે દિન ઉસને પતા દિયા થા ઉસ મુઆફિક ઉસકે ઘરકે પાસ એક હોટલમેં હમ મિલે. મૈંને કહા કિ મૈંને છોટી ઉમ્રમેં મદ્રેસામેં છોટેછોટે બચ્ચોંકો પઢાયે હૈં, લેકિન બડોંકી બાત નહીં કહ સકતા. મગર વો તો બડા ઇંતેજાર થા, ઔર આખિર ઠીક કર હી દિયા કી મૈં પઢાના શુરૂ કર દૂં. કહતા થા કિ કોઈ ઓરિયાન્ટીલ જબાનકી પઢાઈ ઉસકો હાંસિલ કરના હી ચાહિયે. ફ્રાંસમેં જાનેવાલા થા. વાહ. મૈંને સોચા, ગુલામ, સ્ટેશન માસ્તર તો નહીં હો સકા, લેકિન ટ્યુશનમાસ્તરી તો મિલ જાતી હૈ. ઝુકા દે! ઉસને ઘર બતાયા

ઇસિ તરહ દૂસરે દિન ગયા. ભાઈ, મૈંને પહેલેસે સાફસાફ કહ દિયા થા કિ મેં રાતકો હી આ સકતા હૂં. ટ્રામકી ડ્યૂટી બહુત અજીબ રહતી હૈ ભાઈ. પહેલી રાતકી પઢાઇ અચ્છી ચલી. મૈં તો મેરે શાગિર્દકી ખુશહાલી દેખકર દિવાના હો ગયા. ઔર યહ ડ્યુટી સે એકદિન છૂટ જાઉંગા ઐસા ખ્વાબ દેખ રહા. દૂસરે દિનં ઐસા ખુશહાલી મેં દિવાના સા જાતા થા. ઇધરઉધરકી બડીબડી મકાનાતકી ઔર દેખતા થા. મેરે શાગિર્દકે મકાન પર ચડને લગા. દરવાજે કે પાસકી ઘંટી લગા દી તો ક્યા દેખા મૈંને?' જિન્તકી હૂરી, દૂસરા ક્યા? ઔર ઉસકે સામને કૌન થા? યહ ગુલામમહમદ, અગ્રેસે આયા હુઆ, બેકારીસે સિર્ફ ચંદ હફ્તે પર હી બચા હુઆ, યહ બડી બડી મૂછદાઢીમેં (અહીં એણે મૂછદાઢી પર હાથ ફેરવ્યો) અપના બેઢંગા દિદાર છુપાતા હુઆ ખડા થા. પૂછને લગી. કિસકામ હૈ. મૈં કુછ નહીં સમજ સકા. આપને યહાં કી બડીબડી મકાનાત, ઐસી હુરે, ફૂલ જૈસે લબ્ઝ,—મૈં ક્યા સમજ સકું? ઉસને દાર બંદ કર દિયા....સમજે? મેં એક મજલા ઉપર ચલા ગયા થા. દિનભર ટ્રામમેં દોડનેસે મેરે યહ કમબખ્ત પાઉં કમતાકાત નહીં હો ગયે થે.......તો' ભાઈ, દૂસરે દિન ક્યા હુઆ? મેરે પાઉં એક દિનમેં તૂટ ગયે થે. ઘંટી લગાઈ તો કલ જૈસા હી જિન્નતકા સિન પડ ગયા. હુરી મુંહસે કુછ ફૂલ બરસા રહીથી, લેકિન ઇન્સાન ઇસિ વખ્ત પર ક્યા કુછ સુન પાતા હૈ, યા સુન પાતા હૈ તો ક્યા સમજ પાતા હૈ? ઠીક હુઆ કિ દરવાજા બંદ કિયા ગયા......સમજે આપ?' મેરે કમબખ્ત પાઉં એક મજલ નીચે હી મુઝે રખ ગયે થે. વે દો દિન મેરે શાગિર્દ કો પઢને મેં બહુત મઝા નહીં આયા. ચોથે દિન ગયા તો વો ઠંડી તોરસે પઢના શુરૂ કરને

લગા. વહાં એક ખ્વાબ સા બનાવ ગુજર ચુકા. પહલે ઉપર વાલી છુરી આઈ ઔર ફિર નીચેસે દુસરી આઈ. ઔર ફિર દોનોં મેરે શાગિર્દકી મૌંકો મેરી ઔર ઉંગલિ કરકે બતા રહી 'વહી!' 'વહી!' અમ્માને લડકે કો સબ બાત બતાઈ ઔર યે સબ તુમ્હારી શહરી જબાન મૈં સમજ નહીં પાયા, લેકિન મેં કોઈ ઐસાતૈસા શખ્સ હૂં ઐસાકુછ સમજા... 'આપકો મહિને ભરકા પગાર અગર દિયા જાય તો આના બંદ કરેંગે ક્યા? હમારે પડોસીકો તકલીફમેં હમ ઉતારના નહિ ચાહતે...!' મેરા શાગિર્દ મુઝે કહ રહા થા. વાહ! મુંહ વૈસાહી રખકર ઉસકા શુક્રિયા અદા કરકે મૈં ચલા આયા......ઔર આપ દેખતે હૈં કિ આપકે સામને અબ કુટી પર ખડા હૂં, ઔર યે બડીબડી મકાનાત દેખ રહા હૂં. હમને વો તો દેખી, ઔર દિવારોં કે પીછેકી આલમ ભી કુછ દેખી, લેકિન હમકો ક્યા માલૂમ કહીં ભી આદમિયત નહીં દેખ પાયેંગે."

અને તદ્દન લાપરવાહીથી એ કોઈ એક શેર ગાઈ ગયો. 'તુકારામ, આદમી તો બહુત હૈ લેકિન આદમિયત ઔર ચીજ હૈ.'

## ઝાકળિયું

છેક નાનપણની વાત છે.

અખાત્રીજની સવારે હાથમાં શુકનની એક રાતીચોળ શાખ લઈને મકનો ખાંટ અમારે ઘેર આવ્યા. મોટાભાઈને પગેલાગણું કરી, 'ઘરના આંબાની છે' કહી એમની આગળ શાખ મૂકી અને ઓસરીની કૂંભીને અઢેલીને બેઠા. એમની સાથે મારી ઉમરનો એમનો દીકરો હતો. એણે માથે ફાળિયાના બે વીંટા વીંટાળ્યા હતા અને બીજે છેડે કશાકની પોટલી બાંધી ખભે નાખી હતી.

'બેટા ગોવા, ઘરમાં જઈને કાકીને છોડી આલ મકાયાં.' ગોવો અંદર ગયો. મકનો ખાંટ ફાળિયું બાજુએ મૂકી માથે હથેળી ફેરવી પલાંઠી વાળીને મોટાભાઈ ભણી સહેજ ખસીને બેઠા અને ઢીંચણ પર હાથની કોણીઓ ટેકવી હથેળીઓમાં લમણા રાખીને મોટાભાઈ ચોપડાઓ તપાસતા હતા તે તરફ અચંબાથી જોઈ રહ્યા. થોડી વાર રહીને કાંઈ મીઠું

સંભળાવવાના હોય એમ બોલ્યાઃ ‘મેં કું...’ પણ મોટાભાઈનું ધ્યાન ખેંચાયું નહિ, એટલે ખોંખારો ખાઈ ઠીકઠીક મોટેથી બોલ્યાઃ

‘મેં કું, શામળભાઈ હવે તો પાછા ભણવા જતા રહેશે, ત્યારે લાવને બે મકાયાં લેતો જાઉં. છેલછેલ્લી મકાઈ હતી ફૂવાને કાને.’ પછી મારા તરફ ફરીને પૂછ્યું, ‘કેમ, ઓણસાલ તો આંબા ઠીક આવ્યા છે; કેરી ખાવા નહિ રોકાઈ જાઓ?’ ને મારા જવાબની રાહ જોયા વગર મોટાભાઈ ભણી ફરીને કહેવા લાગ્યાઃ ‘ભણતર તો છોકરાંને ક્યાં લગરીકે જંપવા દે છે? પણ ભાઈ, મોટા થશે ત્યારે બાલેસ્ટણ થઈને બોલબોલના હજાર રૂપ્યા ખેરવશે તો!’

મોટાભાઈ કહે, ‘પણ આપણાં ગામડાનાં માણસ ક્યાં કોઈ છોકરાને ભણવા મોકલે છે?’ અને તરત જ એમણે ચોપડો લીધો. છેડેથી ચોપડાને ઝાલી એનાં પાનાં આંગળી નીચે ફરરર ફરરર જવા દઈને જોઈતે પાને આંગળી દાબી ત્યારે બધો વખત મને થયાં કરતું હતું કે મકનાજીની જિંદગીના એટલા દિવસો મોટાભાઈએ ઉકેલ્યા અને આજના દિવસ ઉપર આવીને એ અટક્યા. એમની બંનેની વચ્ચે કંઈ આંકડાની વાત ચાલવા માંડી. ગોવો અંદરથી આવીને ઓસરીની પગથારે બેઠો હતો. હું પાસે જ હતો. મેં પૂછ્યુંઃ ‘શું ભણે છે?’ એ કંઈ સમજ્યો નહિ કે કોણ જાણે, પણ એણે ઝટ જવાબ ન દીધો ત્યાં મકનાજી મોટેથી બોલ્યાઃ

‘મોટાભાઈ, તમારો તો અમ પર પરવત જેવડો પાડ છે. જલમારામાં કદી ભૂલાશે નહિ. મારા ગરીબના ગજા પરમાણે એનું વળતર વાળીશ એ પણ ચોક્કસ સમજજો.

આ ઓણનું વરસ મારો ગોવો તમારે ત્યાં ખેડુ રહેશે, પછી તો થયું ને? તમારે વીસ રુપયડી આપીને આમે ખેડુ તો રાખવો પડત ને? તો મારા આ પંદર વાળી દેજો એટલામાં, એટલે મારે માથેથી તમારું રણ ઊતર્યું. ને આવતે જલમ મારે તમારે ત્યાં બળદ થઈને નોં અવતરવું પડે બાપ! કેવે ખરે ટાણે તમે મને એ બાર રૂપ્યા દીધા'તા! ભગવાન તમને બાગબાદશાહી પમાડે!'

'મોટાભાઈએ જરી ઊંકારો કર્યો: 'તે આવડો દસ વરસનો છોકરો શું ખેતી પાર ઉતારી આપવાનો હતો?'

'અરે! પોરનું આખું વરસ મારે કૂવે મેં એને ખેડમાં પાધારો કર્યો છે ને! આપણા શામળભાઈથી તો મોટો લાગે છે.' અને મારા તરફ ફરીને બોલ્યા. 'શામળભાઈ, તમને કેટલાં થયાં?'

મેં કહ્યું, 'ચૌદમું ચાલે છે.' પણ હું બારથી ય નાનો લાગતો.

'મારા ગોવાને તો પોર હોળીગાળે પંદરમું બેસશે પંદરમું. ને પછી તો આખા આદમીનો પગાર લાવશે વરસે દા'ડે રૂપ્યા પચ્ચી'નો; ને ચાર વરસમાં પાંચ વીસો કમાણીના ભેગા થશે એટલે એને રૂપાળી કન્યા લાવી આપશું ને એ એને ઘરખોયડાં માંડશે એટલે અમે પછી નચંત.'

મેં ગોવા સામે જોયું. મારા કરતાં જાણે દસ વરસ મોટો હોય એવો મને એ જણાયો. ત્યાં મકનાજીએ મને પૂછ્યું, 'કઈ ચોપડીમાં છો, ભાઈ?'

'ચોથી.'

મોટાભાઈએ કહ્યું, 'ચોથી અંગ્રેજી હો!

'ને આપણી ?' મકનાજીએ નવાઈથી મને પૂછ્યું.

'આપણી સાત પૂરી કરી ને પછી એક.' મેં સમજાવવા માંડ્યું.

'જો બેટા ગોવા, આ તારા કરતાં તો ક્યાંઈ નાના છે, પણ જો એટલામાં આઠમી ભણી ઊતર્યા. એણુ તારી શાબાશી છે. જોઉં, કેવો ખેતી પાર ઉતારે છે!'

મેં પૂછ્યું: 'ગોવાને કેટલું આવડે છે?' ગોવો તો મારી તરફ ટીકી જ રહ્યો. મકનોજી કહે:

'બાપ, અમારે વળી ભણતર કેવાં? બધાં ભણે તો હળ હાંકનારા પણ કોઈ જોઈએ ને? અમારે ને અમારા બાપદાદાને વગર ભણ્યે આયખું ગયું, ને ઈમ છોરાંય ફૂટી કાઢશે સાઠ-સિત્તેર વરસ જોતજોતાંમાં. ધરતી તો એની એ જ છે ને?' મોટાભાઈ ભણી ફરીને કહેવા લાગ્યા, 'આ......તમારા બાપ તો ટીપણામાંથી તેથ (તિથિ) તેય માંડમાંડ ઉકેલતા; આ તમે હિસાબી નીકળ્યા, ને ભાઈને વળી બાલેસ્ટણ બનાવશો. કોક પૂરવ જલમનાં પુન્ય વાળાને કરમે વિદ્યા હોય. કોણ જાણે, અમે કાળા અક્ષરને કુહાડે મારીએ છીએ, પણ અમારી પરજા વળી હુસ્યાર પાકે ને દાણીતલાટીની અમલદારી કરતી થઈ જાય તો કાંઈ કહેવાય નહિ.'

મોટાભાઈએ ઝટઝટ ખત કરી લીધું ને હિસાબ મકનાજીની મરજી પ્રમાણે માંડી વાળ્યો. બોલ્યા, 'છોકરો સારું કરી બતાવશે તો કાંક શરપાવ આપીને તમારું મન મનવશું. લૂગડાંમાં તો એક ઝૂલડી, એક થેપાડું, એક પંચિયું, ફાળિયું માદરપાટનું ને કોરાની પછેડી, એટલું ને? ચોમાસું ઊતર્યે અડપોદરાનો જોડો મંગાવી આપશું. બસ થયું ને?'

પછી તો ભાભીએ મને એ દિવસે ઘણાં ટાંપાંટૈયાં બતાવ્યાં. બહારથી ઘડીમાં છાણાં મંગાવે, તો પાસેના ઘેરથી છાશ લઈ આવવાનું કહે. વળી જતો હોઉં ત્યાં કહે, બેસ બચુને હીંચકા નાંખ; હું જ લઈ આવું છું.' ગોવો મારી હિલચાલ તરફ નજર રાખતો હતો એમ મને આખો વખત લાગ્યા કરતું હતું. છાણાં લેવા ગયો ત્યારે એણે મને મદદ પણ કરી ને સૂકાં સૂકાં કાઢી આપ્યાં. મોટાભાઈએ મકનાજી પાસે ઢોર બાંધવાના ઢીલા પડેલા ખીલા ફરી મજબૂત રોપાવ્યા, ને એ ભારા લાકડાં એમ ને એમ પડ્યાં હતાં તે કપાવી લીધાં. બપોર ચડ્યે નિશાળમાંથી ભાભીનો દુર્ગો આવ્યો એટલે એને ને મને ભાભીએ અંદર રસોડામાં બોલાવીને ખાવા બેસાડી દીધા. મકનાજી અને ગોવાને કોઢમાં બેસાડ્યા. કાલે મહેમાન આવેલા તો ય ગળ્યું નહિ કરેલું, ને આજે આ લોકોના માનમાં ભાભીએ કંસાર કર્યો એ જોઈ મને નવાઈ લાગી. કોઢમાં જઈને બીજીવાર કંસાર પીરસી આવી ભાભી કહે: 'મકના કાકા; તમારો દીકરો ઘેર જ છે એમ ગણજો. મારે શામળ છે એટલો ગોવાને નો ગણું તો મને ભગવાન પૂછે!'

સાંજ પડી ને મકનાજી ગળગળે અવાજે ભાભીને ને મોટાભાઈને જેગોપાળ કરીને ઘેર ગયા. થોડે છેટે, મૂકવા જઈને ગોવો ઘેર આવ્યો. વૅકેશન પૂરી થવાને થોડા દિવસ હતા ત્યાં સુધી મોટાભાઈએ ગોવાને કૂવોખેતર બતાવવાનું કામ મને સોંપ્યું. ક્યાંક વાડમાં છીંડાં પડ્યાં હોય તે ય બરાબર કરાવી લેવાનાં હતાં. ગામમાંથી બે જણ સાથે ભાગની ખેતી કરવાનું નક્કી કર્યું હતું. એમના ખેડુઓ સાથે પણ એને મેળવી બધાની ભેળો એને ચલમ પીતો કરવાનો હતો.

'ગોવન્દા!'

એ ચોંક્યો: 'મને બોલાવો છો?' અમે ખેતરની વાડે વાડે ફરતા હતા. 'આવું હાકેર જેવું નામ ક્યાંથી લાવ્યા, ભિયા?' પણ મેં તો પછીથી એ જ નામ વપરાતું કરી દીધું; ને એ નામે બોલાવવાથી એને પણ ગૌરવ જેવું લાગતું. ને મને એ મારાથી બહુ મોટો લાગતો.

'તે.....ગોવન્દા! આ બધી સૂકી ભઠ્ઠ જમીન તું લીલીછમ કરી દઈશ?'

'વરસાદ દા'ડો આવવા તો દો. ત્યારે એની ગમ પડશે. આ તો શું, પણ અમારે તો આ આખા કૂવાનાં ખેતર કરતાં ય મોટો એક્લો બાજરવાડો છે. કેટલાં જણ રાતદન ફરીએ ત્યારે તો લણાઈ રહે.'

'તો તો ઠીક ધાન પાકતું હશે. એટલો પાક છે ત્યારે પછી તારા બાપાએ તને ભણવા કેમ ન મૂક્યો?'

'પાકમાં તો ભાગ હોય ને પાછા? ને અમારું તો બધું વાણીઓ ખળામાંથી જ ઊસરડી જાય. બાપા કહે છે કે ધાનના ઢગલા કરતાં દેવાનો ઢગલો ક્યાંઈ મોટો છે.'

'પણ ભણીકરે તો દેવું તો દસ દિ'માં વાળી દેવાય.'

'સાચી વાત છે?' એણે ચમકીને મારી સામે જોયું.

'હા. પાંચે સાતે વરસે હું મુંબઈ યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ થઈશ એટલે મને આપણે અહીં કેવો હોદ્દો મળશે, તને ખબર છે? અને પછી એલએલ બી કે બારિસ્ટર થાઉં એટલે સામો તેડવા આવીને રાજા મને દીવાન ન બનાવે તો, થઈ રહ્યું.' મોટાભાઈએ એ વખતે મગજમાં ઘુસાડેલી મહત્ત્વાકાંક્ષાઓને

વ્યક્ત કરવાની મોકળાશ અનુભવતો હું બોલ્યે જતો હતો. ગોવંદો ટીકી જ રહ્યો. એનો ચહેરો કોઈ પીઢ માણસના ચહેરાની પેઠે ગંભીર ને ચિંતાતુર લાગતો હતો.

'હેં શામળભાઈ! ત્યારે મારા ભાઈને બાલેસ્ટર બનવા ન મળે ?'

મારાથી ખડખડાટ હસી પડાયું. એ બધું ગંભીરપણે કહેતો હતો એમાં શંકા હતી જ નહિ. ગોવંદાએ તો આગળ જ ચલાવ્યું :

'એમાં હસવાનું શું છે? તમારા બાપદાદા પણ ક્યાં ભણ્યાગણ્યા હતા? તમારા ભાઈ તમને ભણાવે છે ને? એમ અમારો હાથીડો ય ભણશે વળી.'

મને એણે ખસિયાણો પાડ્યો. પણ તરત જ એણે મને રીઝવી લીધો : 'હેં શામળભાઈ, તમે દીવાન થાઓ તો તમારા હાથ નીચે માણસ તો જોઈશે ને?'

'હા, હા;' કરીને અરધું હકારમાં ને અરધું હાસ્યમાં એમ એને ખોટું ન લાગે તેમ મેં બધું લપેટી લીધું. ગોવંદાએ જાણે પોતાના મન સાથે જ કહ્યું : 'બાપા પણ કહેતા'તા ને જ, કે અમે તો ભલે કાળા અસ્કરને કુહાડે મારીએ છીએ, પણ છોકરાં અમલદારી કરતાં થઈ જાય વળી.'

વૅકેશન પૂરી થતાં હું તાલુકાની સ્કૂલે ભણવા ગયો. મને તાલુકે મૂકીને મારા ઘોડાને પાછું ઘેર લાવવાનું કામ મોટાભાઈએ ગોવંદાને સોંપ્યું હતું. આખી વાટે ગોવંદો ઘોડાની સાથેસાથે ઉતાવળાં ડગલાં ભરતો હતો અને હાંફ્ળો-ફાંફ્ળો વચ્ચેવચ્ચે કંઈ પૂછતો હતો.

'તમે દિવાળી ગાળે આવો ત્યારે મારા ભાઈને ભણાવવાનો છે. હો.

'તમે નવરાતરમાં નહિ આવવાના ? લીલાં મકાયાં ખાવા નહિ મળે, દિવાળી ઉપર તો!'

અને પહોંચ્યા પછી બધા વિદ્યાર્થીઓ આગળ મને તો કંઈ ઝાઝું પૂછ્યું નહિ. પણ એમની સૌની તરફ કંઈ જુદી જ નજરથી એણે જોયાં કર્યું. જાણે દરેક વિદ્યાર્થીની અંદર એને એનો હાથીડો દેખાતો ન હોય!

ફરી પાછો દશેરાગાળે એ લીલાં મકાયાં લઈને આવ્યો ત્યારે એણે અમુક બેત્રણ નાના છોકરાઓને એમાંથી થોડાં આપવાનું કહ્યું પણ ખરું; અને પછી મને પાસે બોલાવી ધીરેથી પૂછ્યું :

'આમાં કોઈ ખેડુના દીકરા ભણવામાં ખરા કે ?'

'કોઈક જ! નહિ તો બધાને ત્યાંથી અહીં મકાયાં ખૂબખૂબ ન આવતાં હોત?'

'તમારી પેઠે કોઈને ન આવે?'

'ના રે! મોટાભાઈ કાંઈ દરસાલ મકાયાં મોકલતા હતા એમ જાણે છે?'

'મેં પૂછ્યું ત્યારે મોટાભાઈ તો કહે કે જા, પણ એમનાં વહુ........'

'કંઈ નહિ; એ તો હોય! પણ મને કહે તો ખરો, આ મકાઈ તેં તારે હાથે જ ઉગાડી ?'

'ત્યારે કોને હાથે ? આ શિયાળો ઊતર્યે પાછાં ઘઉંનાં ખળાં ત્યાર સમજજો. પણ હવે પોંક આપવા નહિ આવું. મને તમારા મોટાભાઈનાં વહુ વઢે!'

'કોઈ વઢશે નહિ.'

એ પાછો ઘેર જવા નીકળ્યો ત્યારે રસ્તા સુધી એની સાથે હું ગયો. થોડેક છેટે રસ્તે પહોંચ્યા પછી એણે આજુ-બાજુ કોઈ સાંભળતું તો નથીને એમ જોઈ લીધું, અને મારા કાન પાસે મોઢું લાવી ઊભો રહ્યો. પણ વાત એટલા બધા મહત્ત્વની હતી કે ધીરા બોલવામાં પણ એને વિશ્વાસ ન હતો.

'હાથીડો કૂવે આવી ગ્યો હો! ક્યારનો યે—આ પંદર દા'ડાથી.'

એ ધાંટો પાડીને બોલ્યો અને તરત રસ્તે દોડવા મંડ્યો. મેં એને હાથને ઇસારે અને બૂમ પાડીને ઊભા રહેવા કહ્યું; પણ હવે મને સમજાય છે કે એ ઊભો રહી શકે એમ ન હતું. એ મારી અને બીજા વિદ્યાર્થીઓની સ્થિતિ જોયા પછી આવું બોલવા માટે શરમાતો હતો. એને મન આ ખબર આપવા એ એક મોટી—વર્તમાનપત્રોમાં આવતા કોઈ પણ આંતરરાષ્ટ્રીય ધડાકા કરતાં ય મોટી—બીના હતી.

એ થોડીક થોડીક વારે પૂંઠ વાળીને જોતો હતો ને દોડતો હતો. મેં બૂમ પાડી ને રૂમાલ હલાવ્યો.

'હા, હા; સુખીના દીકરા પાસે ભણે છે.'

એણે શાનોક જવાબ આપ્યો. મેં એને ઊભો રાખવા ફરી રૂમાલ ફરફરાવ્યો.

'હા, હા; તમે આવશો એટલે નિશાળે મૂકશું.'

એણે ફરી કોઈ અણપૂછ્યા પ્રશ્નનો જવાબ આપ્યો અને રસ્તાના વળાંક પાછળ તે અદૃશ્ય થયો. આંખો લૂછતો લૂછતો હું પાછો વળ્યો અને મારી તથા બધા વિદ્યાર્થીઓ

તરફ કંઈ જુદી જ તરેહથી જોવા લાગ્યો. મારી આગળ ઘણા પ્રશ્નો તરવરવા લાગ્યા. ગોવંદાને કેમ ભણવા ન મળ્યું? એ તો ધાન પકવે છે, ને અમે બધા તો મોજ કરીએ છીએ. એવાઓ મજૂરી કરે છે ત્યારે તો આપણને ભણવા મળે છે. એ શા માટે મજૂરી કરે છે? ન કરે. એને ગરજ છે તો કરે છે ને? એનું ભલું એમાં હશે.' આમ ઘણા-ઘણા ઘોંટાળિયા વિચારો મગજમાં ઉથલપાથલ મચાવી ગયા. આ બનાવ પછી મને નિશાળના વિદ્યાર્થીઓ પ્રત્યે એક જાતનો ઊંડો અણગમો જ રહ્યા કરતો.

વિન્ટર વૅકેશન પડી ત્યારે ઘેરથી ઘોડું લઈને ગોવંદો નિશાળને ઝાંપે આવીને હાજર થઈ જ ગયો હતો. આખે રસ્તે એણે કંઈ ને કંઈ બોલ્યા કર્યું:

'કહે છે કે તમારા કૂવામાં ઓણના જેવા ઘઉં કદી નીકળ્યા નથી. જુઓને, પાછલાં ત્રણ વરસમાં નહિ મળેલી એટલી મકાઈ મેં આ એક ચોમાસામાં પકવી. એ જ કૂવો ને એ જ ખેતર.'

'પણ માણસ જુદો ને?'

'હા; માણસ કોઈ સારાં પગલાંનો જોઈએ, નહિ તો ધરતી કાંઈ ના પાડે છે? લણાય એટલું લણો ને!'

'ત્યારે તો હું મોટાભાઈને કહીશ કે તને જિંદગીભર રાખી લે.'

'ના, ના; તમે એમ સમજ્યા કે મારે લીધે સારી ખેતી થાય છે? ભૂલો છો, ભૂલો!'

'ત્યારે?'

'તમે કહો જો!'

મેં તો ખેતી જોઈ પણ ન હતી, છતાં મેં કહ્યું: 'હું તો કહું છું કે ખેતી સારી થઈ તારે પગલે.'

'કહું છું, મારે પગલે નહિ. એટલી પણ સમજ પડતી નથી? હાથીડાને પગલે!'

અને એ ખડખડાટ હસ્યો. એના મુક્ત હાસ્યથી રસ્તા પર થોડીવાર સ્તબ્ધતા ફેલાઈ ગઈ. મારૂં હસવું મશ્કરીમાં ન ગણાય એ ખાતર હું મન થવા છતાં હસ્યો નહિ. એને મારે પૂછવું હતું કે હાથીડો કંઈ ભણે છે ખરો, એનું ચિત્ત અભ્યાસમાં લાગે છે કે કેમ, પણ ત્યાં તો એ જ બોલ્યો:

'મુખીના છોકરાને આવડતું હતું એટલું બધું ય હાથીડે જાણી લીધું. ઊલટો મુખીનો છોકરો કોરો રહી ગયો ને પાછળ પડી ગયો. સાંજ પડચે છોકરાં તો આંક બોલે છે; પણ હાથીડો તો આખો દા'ડો પંખીડાં ટોવા માળે ચડે ત્યારે ય આંક ગાય છે. મોટાભાઈ તો એક દિવસ કહે કે હાથીડો મોટો વેદવાન થશે.'

મોટાભાઈએ કયા અર્થમાં કહ્યું હશે તે તો એ જાણે; પણ ગોવંદાને બધાં અનુકૂળ ચિહ્નો જણાતાં હતાં. એણે રસ્તે મને બે ત્રણવાર ફરીફરીને કહ્યું કે, 'એક વાત તો તમને નથી જ કહેવાનો!'

'પણ શેની? કઈ જાણવા જેવું હશે તો?!'

'તમે એકવાર તો ઘેર—અરે કૂવે તો પહોંચો; જણાઈ જશે.'

એણે એ 'એક વાત' ન કહી એટલું જ નહિ, પણ ઘેર પહોંચતાં પહેલાં ચારપાંચ વાર ફરીફરીને ગંભીર ચહેરે

એણે કહ્યું: 'ના, ના; તમે ગમે તેટલું કરોને, એ વાત તો તમને નથી જ કહેવાનો.'

એ સિવાયની બધી વાતો એણે મને કહી દીધી હતી એમ મારે માની લેવાનું હતું.

સાંજ પડી. ભાભીનો દુરગો અને હું ફરવાને ખેતરે ગયા. અમને જોઈ ગોવંદો દોડી આવ્યો અને મને શેઢે ફેરવવા લાગ્યો. જુઓ, આમાંથી આટલી મકાઈ થઈ, ને આ ઘઉં આટલા થશે. આ ખેતરમાંથી મગ લીધા અને ફરી ચોળા વાવવા છે, વગેરે મને સમજાય નહિ એવી ઘણી વાતો એણે એકી શ્વાસે કહી નાખી. મને થયું કે ઉનાળામાં જે સૂકીભઠ્ઠ જમીન પર અમે સાથે ફર્યા હતા એને એણે કેટલી લીલી-કુંજાર કરી દીધી છે! મેં એની સામે જોયા કર્યું તો એ મને મારાથી કેટલો ય મોટો—બેત્રણ પેઢી મોટો—માણસ લાગ્યો.

'પેલું બતા'વા લઈ જાને, ગોવંદા!' ભાભીના દુરગાએ કહ્યું.

મેં પૂછ્યું: 'શું?'

'કંઈ નહિ, હીંડયા આવો મારી પછાડી પછાડી.' કહેતો ગોવંદો ચાલ્યો. શિયાળુ મકાઈનાં બે ખેતર અને ઘઉંના મોટા ખેતરના શેઢા ભેગા થતા હતા ત્યાં કંઈ છાપરું દેખાયું કે તરત એ બોલ્યો:

'જોયું આ ઝાકળિયું?'

અને એણે હરખમાં ને હરખમાં અરધુંક નાચી લીધું.

'કોણે બનાવ્યું?'

'મેં વળી! થાંભલીઓ મેં કાપી, ને ઉપાડી લાવ્યો હાથીડો. પહેલું એને સૂઝયું કે આપણે હવે ઝાકળિયું કરીએ.

ને હાથહાથ કરીને અમે જોતજોતાંમાં ઊભું કરી દીધું. છાપરું ઠીક લાગે છે ને ભિયા?'

અમે ઝાકળિયા પાસે આવીને અંદરથી તથા આજુબાજુ એને જોવા લાગ્યા. એને નાની ઝૂંપડી કહી હોય તો ચાલે. પણ ઝૂંપડી શબ્દમાં તો ઘરનો ભાવ છે. ખેડુતને વળી ઘરની 'માયા' કેવી? એને તો શિયાળાની ઝાકળથી બચવા માટે માથા પર કંઈ છાપરું જોઈએ. તે ચાર થાંભલી પર ગોઠવી દે એટલે મોટી મહેલાત થઈ ગઈ. બાકી તો મોટાં ઘેરાવદાર ઝાડ એ જ હમેશનાં છાપરાં.

'જુઓ, અહીં હાથીડો બેસીને એનું લેસન કરે છે.' એણે ઘાસના પાથરા તરફ આંગળી કરી. ઝાકળિયાના છાપરા નીચે બે બાજુ બે સાથરા બિછાવ્યા હતા અને વચ્ચે અંજીઠામાં લાકડાનું એક મોટું ખોઠું અરધું બળેલું પડ્યું હતું. એની તળેથી ધુમાડાની પાતળી સેર નીકળતી હતી તે બીડીના ધુમાડાની સેર જેવી જણાઈને ખોઠામાં માણસપણાનું આરોપણ કરવા પ્રેરતી હતી. થાંભલીએ પાણીનાં બે તુંબડાં લટકાવ્યાં હતાં. છાપરા પર માટીનું કાળું શકોરું ઊંધું પાડેલું હતું અને એની પાસે એક નાની નાળિયેરની કાચલી હતી.

'અહીં બેસીને બધા આંક એણે ગોખી નાંખ્યા.' ગોવંદાએ ઉમળકાભેર કહ્યું. ત્યાં ભાભીનો દુરગો મારી બાંય ખેંચીને બોલ્યો: 'મારી કનેથી ચોપડી લઈને નકામો કાઢી આપે છે. એમ કંઈ ભણાય, કાકા?'

અને એણે કટાણું મોઢું કરીને હોઠે આવેલું મશ્કરીનું હસવું દબાવી દીધું. ગોવંદાને આ સહેજ પણ ગમ્યું નહિ.

પણ ત્યાં સામે શેઢેથી હાથીડો દોડતો દોડતો આવ્યો અને એનો ચહેરો પ્રફુલ્લ થયો. આઠનવ વરસનો હાથીડો એ ગોવંદાનું સર્વસ્વ હતો. એને પોતાને ડીલે કંઈ અંગરખું ન હતું, પણ હાથીડાએ એને મોટો પડે એવો કોટ પહેર્યો હતો. ઢીંચણથી સહેજ નીચી એવી રાતી કિનારવાળી પોતડી કાછોટો મારીને પહેરી હતી. એને માથે ગંદી ખાદીની ટોપી હતી. આવતાં વેંત એ અમારી તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો. ભાભીના દુરગાએ એકદમ ચપળ બની જઈને બિલાડીની તલપથી હાથીડાના કોટના ખીસામાં હાથ નાખ્યો અને એવડીત્રેવડી વળી ગએલી આંકની પાતળી ચોપડી બહાર કાઢી.

'જુઓ, આમ ભણાતું હશે? મોટા ભણેશરી! મારી ચોપડી બગાડી નાખી!'

દુરગાએ જરી સોં બગાડયું અને કોઈએ ટાપસી પૂરી નહિ એટલે મારી તરફ જોઈને હસતે ચહેરે બોલ્યો: 'આ ઢાકરડાં શું ભણવાનાં વલખાં કરતાં હશે, હેં!'

ગોવંદાનું મોઢું પડી ગયું. હાથીડાનું આશ્ચર્ય આંસુ સુધી પહોંચી ગયું. શું કરવું એની મને સૂઝ પડી નહિ, પણ પછી તરત જ મેં ગજવામાંથી ચાર પૈસા કાઢીને દુરગાને આપ્યા: 'લે આની તું તારે માટે નવીનોક ચોપડી લાવજે. આ જૂની એને આપી દે.'

દુરગો ખુશ થઈ ગયો; કેમકે આંકની ચોપડી તો એક પૈસામાં જ મળી શકે છે એની મને ખબર હતી જ. હાથીડો ચોપડી મળતાં આનંદિત થઈ ગયો. ગોવંદો અજબ આભાર–લાગણીથી નીચે જોઈ રહ્યો. 'તમારા જેવા ન

હોય તો અમારે વળી ભણવાં કેવાં ?' એણે જાણે પોતાના મનને સમજાવવા બોલવા માંડ્યું.

મેં કહ્યું, 'કાલે આપણે હાથીડાને નિશાળમાં મૂકી દઈએ. મહેતાજી મારા ઓળખીતા છે. એટલે ખાસ ધ્યાન આપશે.'

ગોવંદો હદબહાર ખુશ થઈ ગયો અને ફરી સૌ હરખમાં આવી ગયા.

'હવે તો પેલી વાત કહેવી છે ને ?'

'અરે તમે ય કેવા છો ? એ વાત તો તમને બતાવી પણ દીધી ને હમણાં, ઠેઠ છાપરાથી તે સાથરા સુધી,' ગોવંદો ખડખડ હસી પડ્યો.

અને એના ઝાકળિયા ભણી ફરી એક દૃષ્ટિ નાખી હું ઘેર ગયો.

એક દિવસે હું ફરતો ફરતો ઝાકળિયે પહોંચ્યો. મારી તરફ છાપરેથી એક પંચિયું સુકાવા લટકાવેલું હતું એટલે હું ઠેઠ ગયો તોપણ ઝાકળિયા નીચે બેઠેલા ભાઈઓને મારા આવવાની ગમ રહી નહિ. એમની વાતચીતથી હું આગળ વધતો અટકી ગયો. બંને ભાઈ ખાતાંખાતાં વાતો કરતા હતાઃ

'જો. હવે તું ભણવામાં બાકી રાખે તો તારો વાંક !'

'મને આંકમાં માસ્તર પહેલો નંબર આપે છે, પછી ? દુરગાએ પેલી ચોપડી એટલા સારુ તો પાછી પડાવી લીધી. પણ હવે એનું કાંઈ કામે નથી.'

'કંઈ બહિ; આપણે શું ? ભણાય ત્યાં લગણ ભણવું. પણ શામળભાઈ તને બાલેસ્ટણ બનાવ્યા વગર રહેવાના નથી.'

'જા, જા; ગાંડાની પેઠે શું બોલે છે?' હાથીડો એની કોમની રીત પ્રમાણે મોટાભાઈને પણ તુંકારે જ બોલાવતો.

'હા, હા; તને મુંબે હુન્નરશાટીનો ગાજરવેટ બનાવશે, ને...કહેતા'તા કે........'

મેં મહામહેનતે હસવું દાબી રાખ્યું.

'ને...એ દીવાન થશે તો છેવટે તને મામલીદાર તો બનાવશે જ.'

'કોને?–મને!'

'હા, હા; તને. આ આવડાક હાથીડાને મોટો તો થવા દે. કેમ કંઈ બધા ઉપરથી મામલીદાર થઈને જ અવતરે છે?'

'હા–હા–હા–હા!' હાથીડો હસી પડ્યો. 'હું મામલીદાર થાઉં તો તને શું કરૂં, કહે જો!'

'મને? મને તો તું પટાવાળો રાખીશ; કે પછી હું મારે કૂવે કામ કરતો હોઈશ ને તું રસ્તે ઘોડે ચડીને જતો હોઈશ તો મને વેઠે પકડીશ; નહિ?

'હા–હા–હા–હા!' ફરી હાથીડો હસી પડ્યો. 'તો તો જરૂર હું મામલીદાર બનું 'લ્યા! બસ ભણી જ નાખું!'

'જો, હસવામાં નથી કાઢવાનું. બાપુ કહેતા હતા, મને અહીં મૂક્યો ત્યારે, કે આ હોળીએ મને પંદરમું બેસશે એટલે હું તો પૂરા આદમીનો પગાર લાવી શકીશ, અને પછી ચારે-પાંચે વરસે ઠીક પૈસા ભેગા થશે એટલે બાપુ મને ઘર મંડાવી આપશે, અને હું મારે આયખું કૂટી કાઢીશ. આ આપણા લીંબાકાકાની પેઠે કે બાપુની જ પેઠે કે આપણાં બધાં મનેખની પેઠે. પણ તું? તારે તો ભણ્યે જ જવાનું, આઘુંપાછું જોયા વિના. આ ઝાકળિયામાંથી ઝળાંઝળાં તેજ પ્રગટાવવાનું છે, સમજ્યો કાંઈ?'

'એમાં ઝાકળિયાને શું છે?' હાથીડો મોટાભાઈનું બધું બોલવું સાંભળીને અને થોડું સમજીને કંઈ ન સૂઝતાં બોલ્યો.

'અરે વાહ! તું આખરે તો આવો જ બદલો વાળીશ કે? આ ઝાકળિયાને હામે મોટી હવેલી બાંધજે, કોક દાડો મામલીદારમાંથી દીવાનની પાયરીએ પહોંચે તો.' અને કોળિયો ગળે ઉતારીને ખુલ્લે ગળે આગળ લંબાવ્યું, 'મારી પેઠે તારાંમારાં છોકરાં—આપણામાંથી કોઈનાં ય છોકરાં—ભણ્યા વનાનાં નો રહે એ જોજે. અલ્યા, તું મોટોઢંમ માણસ બને ને તને અહીં એક નિશાળ કાઢી આપતાં તે શું અડશે?'

'એ તો ખરું, પણ મને નિશાળે મોડું થશે; મારો નંબર જશે. લે, આલ જો થોડી કઢી તારામાંથી; બટકું પલળે એટલી.'

હું જરી ખસીને એમની આગળ ગયો. ગોવંદો એના શકોરામાંથી થોડી કઢી હાથીડાના કાચલામાં રેડવા જતો હતો તે ચોંકી ઊઠયો અને થોડી હતી તેમાંથી થોડીક કઢી નીચે ઢળી ગઈ. મેં કહ્યું.

'ઘેરથી વધારે કઢી કેમ લાવતા નથી?'

'કેમ, એક જણને જોઈએ એનાથી તો વધારે આપે છે, ઊલટું.'

'પણ હાથીડા ને તું બે છો તો બે જણા જેટલી લાવતા હો તો?'

'રોટલો એક વધુકો મળે છે એ ઓછું છે?'

'તો થોડી કઢી લાવતાં શું થાય છે? તારે લીધે હાથીડાને હેરાન થવું પડે ને?'

'પણ હાથીડો ક્યાં ખેડુ રહ્યો છે?'

'હા, હા; ભૂલ્યો; હાથીડો ક્યાં ખેડુ છે!' અને હાથીડા ભણી જોઈ મેં કહ્યું, 'દોડ, દોડ, નિશાળનો ઘંટ ક્યારનો ય વાગી ગયો.' અને તરત જ એ ખાવાનું પડતું મેલી, 'તું ખાઈ જજે' એમ ગોવંદાને કહીને દોડ્યો. 'ભણવામાં કેટલો જીવ છે એનો!' કહીને હું ય ગોવંદાને એકલો નિરાંતે ખાવા દેવા માટે એ બે ભાઈની વાતચીત વાગોળતો વાગોળતો ચાલ્યો ગયો.

રજાઓ પૂરી થવા આવી હતી. મારે એક બે દિવસમાં હવે સ્કૂલે જવાનું હતું. રાતે ભાભીએ દુરગાને છાનો રાખવા માથું પંપાળતાં પંપાળતાં કહ્યું,

'શામળ, ઇસ્કોલ ક્યારે ઊઘડે છે?'

'આ સોમવારે. કેમ?'

'કેમ, તે, તારે બદલે હવે પેલા હાકરડાને ભણવા મોકલવો છે. તારા ભાઈ આવે એટલે એનું ગોઠવી દઈએ. મારે ભણેશરી છે, ભાઈ!' અને દુરગાને વાંસે હાથ ફેરવીને બોલ્યાં, 'બાપો મારો! છાનો રહી જા જોઉં?'

હું તો બાઘાની પેઠે જોઈ રહ્યો. ગોવંદાની પેઠે ક્યાંક ખેડુ રહેવા ગયો હોઉં એવું પરાયું અને પોતાના ઘરમાં જ લાગ્યું. ભાભીએ હાથનો પંજો ઊંચો કર્યો: 'તે હાકરડાનાં છૈયાં મારા દુરગાની ઉપર નંબર રાખશે, ને ઘરના રોટલા એમને ખવાડી મારા દુરગાને હું રોવરાવીશ એમ? મારાં છવ્વીસે છેક પાણીમાં બૂડ્યાં છેને!'

પછી તો એમણે ક્યાંકથી પેલી આંકની ચોપડીનીય વાત કાઢી અને મારા જવાબ લેવામાં આવ્યા. મોટાભાઈના આવી જતાં પહેલાં મહામહેનતે વાત પતાવી. બીજા બે દિવસ હું રહ્યો એમાં મેં દુરગાને પૈસા આપીને, લડાવીને, પરીક્ષા થયે પાછા આવતાં એને માટે કંઈ કંઈ લાવીશ એવી લાંચો આપીને, એ પોતે જો પહેલે નંબરે આવે તો ઇનામની લાલચ બતાવીને,—અને મારી આગળ તો એ સાવ નાનું બચ્ચું હતો એટલે અનેક ભોળવણી–બીક–લાંચથી, મેં એને સાધ્યો અને એની મારફત અથવા એને પોતાને સાધવાથી જ ભાભીનું મન પણ સંપાદન કરી શકાયું. મને લાગ્યું કે ગોવંદામાં—અને તેને લીધે હાથીડામાં—હું જેટલો રસ લઉં છું તેટલો ભાભીના દુરગામાં, અરે મારામાં જ કેમ મેં કદી ય લીધો ન હતો. અને હવે તો હાથીડાને લીધે દુરગામાં મારો રસ વધવા માંડ્યો! મને લાગ્યું કે હોળીગાળે પરીક્ષા આપીને આવીશ ત્યાં સુધી હવે નિર્વિઘ્ને હાથીડો ભણી શકશે. ઘેરથી કંઈ ખાસ વધારે ખાવાનું તો મોકલવાનું હતું જ નહિ, ને છોકરા બિચારા ઝાકળિયામાં પડ્યા રહેતા હતા. હાથીડો પંખીડાં ટોવા લાગતો, બીજું કંઈ નાનુંનાનું પરચુરણ કામ કરતો, એટલે એનો બોજો અમારા ઘર પર નજેવો જ હતો.

મને સ્કૂલે મૂકીને ગોવંદો પાછો ફરતો હતો. કંઈ વાત સૂઝી નહિ એટલે ગોવંદાને ગમતી વાત જ મેં ઉપાડી:

'હું હોળી પર તો આવી જઈશ. એટલામાં કે ત્યાર પછી તરત જ હાથીડો બાળપોથીમાં પાસ થઈ જશે અને પહેલીમાં આવશે. ઉનાળામાં એને પહેલી ને બીજી બે ય હું શીખવાડી દઈશ. બહુ હોંશિયાર છે.'

'હા, ખેતીના કામમાં ય કંઈ ઓછો પાવરધો છે? ઝાકળિયાનું કામ મેં તો હવે શું કર્યું છે? બધું કામ એનું છે એમ જ કહોને, મારા ભાઈ! ને ક્યારડા પાવામાં, બળદિયા ચારવામાં, ક્યાંય મને કામ કરવા દેતો નથી. પછી એનું ગજું હોય કે ન હોય. એટલી એની હોંસ છે!'

'ખરેખર, મારાથી ય હોંશિયાર છે.'

'ના, ના; તમે એ શું બોલ્યા? તમારાથી તે શેનો હોંશિયાર? પણ અત્યારે તો એને કામ કરવા દઉં છું, પણ હવે ઉનાળેથી સાવ ફ્સ્ટાપ! બસ ભણાય એટલું એ એને ભણે રાખે. કામ કરનારા અમે બેઠા છીએ કાઠાં બાવડાંવાળા!'

'બધું બરોબર કરી દઈશું.'

'વારૂ.' કહેતોકને તે ઘોડું દોરીને રસ્તે વળ્યો. ઘોડા પર બેઠો પણ નહિ. ખાઈપીધેલો માણસ હોય, દુનિયાની ચિંતાનો માથે ભાર હોય અને બિચારા ચોપગા પ્રાણી પર પોતાનો ભાર લાદવા માગતો ન હોય એવા પાકટ પુરુષ જેવો એ મને એની પીઠ ઉપરથી જણાયો.

મહા મહીને મેં ઘણી રાહ જોઈ. રસ્તા પર ભાતભાતનાં અનેક આકારનાં માણસો પસાર થઈ જતાં હતાં, તો એ બધામાં એક ગોવંદો પણ હોય એ ઘટના કેમ અશક્ય હતી તેની મારા મનમાં મૂંઝવણ વધી ગઈ હતી. પણ પાછલા પંદરમાં મોટાભાઈ જ તાલુકે આવી ચડ્યા. ગઈ સાલના એડુએ આગળથી કાંઈ પૈસા લીધા હશે અને આખી ખેતીએ કંઈ અડચણ આવતાં કારેગ થએલો ને પૈસા પાછા નહિ આપેલા કે શું–તે એની સામે મોટાભાઈએ કેસ માંડ્યો હતો ને એની મુદત હતી એટલે આવ્યા હતા. પોંકની પોટલી મને આપતાં બોલ્યા:

'ઠાકરડો કહે કે ભાઈને પોંક આપી આવું. મોઢામાં જીભ નહોતો ઘાલતો; લે!'

'લીલો મીઠો ખાસ્સો પાંચશેરેક પોંક મારા હાથમાં પડતાં બીજા વિદ્યાર્થીમિત્રોને મારી કેટલી અદેખાઈ આવી હશે એ તો હું જ જાણું છું. ગોવંદો મારો જબરદસ્ત હિતચિંતક વાલી હોય એવું મને એ વખતે તીવ્ર ભાન થયું.

હોળીની રજાઓમાં ઘેર જતી વખતે કોને માટે શું શું લઈ જવું એની મૂંઝવણ થઈ ને કશું જ ન લઈ જવાનો નિકાલ સુગમ લાગ્યો. ઘેર ગયો ને તરત જ દુરગાએ કંઈક માગ્યું પણ ખરું; અને મેં એને સીધો જવાબ નહિ દીધો એટલે બેત્રણ દિવસ તો એ આશામાં રહ્યો અને કાંઈકની લાલચે મારી સાથે સીધો ચાલ્યો. પણ બેત્રણ દિવસ પછી આ વચગાળાની આખી રામાયણ ગોવંદાએ મને કહી સંભળાવી:

'તમે કહેતા 'તાને, કે કઢી કેમ વધારે લાવતો નથી? પણ પછીથી રોટલો ય બંધ કર્યો ને મારા એકલાના ખાવામાંથી અમે બેય પતાવતા. એ તો મુખીનો ખેડુ કોક દન વળી બટકું વધે તો આપતા રહે, એટલે પૂરું પડતું......ને કોક દન મોટાભાઈની વહુ કહેશે કે ઘેર બેશીને જ ખાઈને જાને; એટલે મારે બેજેબેજે રોટલાનો ડૂચો એકલાને ગળે ઉતરવો પડે, ને હાથીડો. ટટળે આખો દન......ને પહેલાં તો હાથીડો જ ભાત લેવા જતો. લઈને આવતો હોય તો વાટે દુરગો ને એના ગોઠીઆ હાથીડા પછાડી કુતરાં દોડાવે......ને આ અકળિયામાં ગોદડી છે તે કોની માનો છો? આપણા ઘરની નહિ, હો! મુખીના ખેડુએ આણી આપી વળી......પણ મારા મનને કાંઈ થતું નથી. હાથીડો નંબર પહેલો રાખે છે. હવે તમે આવ્યા છો તો બબ્બે તત્તણ ચોપડીઓ ભણાવીને

અંગરેશીમાં દાખલ કરાવી દો,' ને થોડીવાર રહીને બોલ્યો, 'મારી આંખે હાથીડાને ભણી ઊતરેલો ભાળું એટલે જલમારો જીવ્યો ! મારાથી જીવાશે એટલું ?'

આ બધું સાંભળવું એ મારે માટે ભારે હતું, પણ ભાભીની વાત સાંભળવી એ એથીયે ભારે હતું. અને મોટાભાઇને હું વાળુ કરતા હતા ત્યાં એ બોલ્યાં: 'હવે આપણો શામળ તો ભણી ઉતર્યો. ઘણું થયું. આ દુરગાને ય બાળપોથીથી આગળ નથી જવા દેવો ! ઠોઠ છે; છેલ્લો નંબર રાખે છે ! ઘેર બેઠાં શીખશે ખતપત્તર જેટલું. શામળ પેલા ઠાકરડાને ભણાવે છે તો દુરગાને એટલું નહિ શીખવાડે ?'

એવા ઠંડા કટાક્ષથી એ બોલતાં હતાં કે મારા ગળામાં કોળિયો અધવચ જ ચોંટી ગયો. થોડું પાણી પીવા માટે પ્યાલું લીધું અને પ્યાલાની આડે રહીને જોઇ લીધું કે મોટાભાઇની આંખમાં શું હતું. મોટા ભાઇ હમેશના ઓછાબોલા એટલે એમની નજર જ મારે માટે બસ હતી. આમ તો હું ભાગ્યે જ પૂરેપૂરું એમની સામે જોતો.

બીજે દિવસે ભાભીએ મને બરોબર લીધો: 'એ ઠાકરડાં સગાં લાગે છે? ને દુરગો તો દશમનનો હશે. કદી એને પૂછ્યું કે તને કેટલું આવડે છે? રોજ માસ્તર મારમાર કરે છે!'

પછી તો સ્હેજ દુરગો ઠેસ વાગતાં પડી જાય, કે ખાતાંખાતાં ખાંસી આવે, કે પાણી ઉતાવળે પીવા જાય ને નાકમાંથી થોડું નીકળી આવે તો એવા બધા પ્રસંગે મારા નામનું આવી બનતું.

અંધારૂં થઇ ગયું હતું. હું મોડેથી ઘેર આવ્યો અને બહાર ઓસરીમાં બેઠો. અંદરથી ભાભીનો અવાજ આવતો

હતો: 'તમે કહો છો, પણ આ શામળમાં તે કંઈ અક્કલ છે? પેલા ગોવલાના ભાઈને ફટાવ્યો તે એ હાકરડાને તે કદર છે? આજે, દુરગા, શું બન્યું નિશાળમાં? કહે જો તારા બાપાને!'

ને ડુસકાંના તાલ પૂરીને ગાતો હોય તેમ રાગડો તાણીને દુરગો પોતાની આપવીતી કહેવા લાગ્યો:

'અમને આંઆંઆંક ન આવડ્યાઆઆ...એટલેએએ...'

એ અટકી ગયો. એણે 'અમને' પોતાને માટે જ, પોતાને આટલી અગત્ય અપાય છે એથી બહુવચનમાં વાપર્યું હશે, કે પછી પોતાના જેવા બીજા પણ ઘણા હતા એવું ઓથું લેવા વાપર્યું હશે? મોટાભાઈનો અવાજ સંભળાયો 'એટલે શું? બોલી નાખને ઝટપટ?'

એમને સહેજ પણ બોલવું પડે એ ગમતું નહિ. એમણે જાતે પોતાની જીભનો બહુ જ જૂજ ઉપયોગ કર્યો હશે, અને બીજાઓ વાત કરતાં જીભ પર શબ્દોને પંપાળ્યા કરે એ એમને બીલકુલ પસંદ ન હતું.

'એ...ટ...લે હાથીડો પહેલે નંબરે હતો! હં...હં હં આં...આં હં આં...!'

'તને આંક ન આવડ્યા એટલે એ પહેલે નંબરે હતો! કેવી વાત કરે છે? જા તારી માને જ સંભળાવ!'

ભાભી રસોડામાંથી બહાર આવીને બરાડી ઊઠ્યાં:

'હવે શું તમે ય છોકરા જેવા થાઓ છો?' અને દુરગા ભણી ફરીને બોલ્યા, 'તું ય શું તારા બાપની જેવો થાય છે? કહી દે ને, કે પછી માસ્તરે હાથીડાને કહ્યું કે બધાને બેઉ ગાલે એકેક તમાચો ચોડી દે, અને એણે ચપોચપ ચોડી

દીધા. ચોડી જ દેને ? ઘરના રોટલા ખાઈને એના હાથ તો તાતામાતા રહે છે. તે દુરગાને લપડાકો મરાવવાની આપણને ઓછી હોંસ છે કંઈ!'

દુરગો ધીમેથી ગણગણ્યો: 'માસ્તર કહે કે હાથીશંગ, બધાને તમાચા લગાવ, એટલે...'

'હા! પાછા હાથીશંગ! બધા એ શંગ ને શંગ! શંગ એમને ઘેર. મને તો થાય છે કે ક્યાં આ "ઊઠ પાણા, પગ ઉપર પડ" એવું શામળે કરી આપ્યું છે! એને શું?' એમણે મને પણ ઘણી સુણાવી દીધી. એમનો જુસ્સો ઊતરી રહ્યા પછી મોટાભાઈએ માત્ર ગણેલાં બે વાક્ય કહ્યાં:

'હવે આ હોળી તો પ'મદા'ડે આવી, અખાતરીએ જોઈ લઈશું. હું તો જાણું છું કે મકનાજીનો હિસાબ ઓણના વરસમાં પતી જાય એટલે બસ!'

હોળીની સાંજે દુરગો લાંબીવાર સુધી ઘેર દેખાયો નહિ એટલે ભાભી ગભરાયાં. મને બહાર ઓસરીમાં ચોપડી વાંચતો દેખીને ખીજાઈ ઊઠયાં:

'શાંઈ છે તમા? બધા ભણીભણીને પાટલા ફાડી નાખે છે તે! મારો છોકરો આ નવા દા'ડામાં ક્યાંક કોકની હડફટે ચડી જશે એની પરવા છે કોઈને? ઓછામાં પૂરું કોટમાં નવી સેર પહેરીને ગયો છે!'

બીજો કલાક નીકળી ગયો. અંધારું થયું ને ભાભીનો જીવ ઠેઠ અદ્ધર ચડી ગયો. એમણે મને ઊધડો લીધો: 'એ નધરા! મોટા ભણેશરી નવાઈના! મારા છોકરાનો જીવ જ લેવા બેઠા છે ને? દિવાળી ગાળેથી એને જબો વળગાડી

આપી છે તે બાપડો ચૂસાઈ તો ગયો જ છે, ને હડીલોબળેલો છોકરો મારો કંટાળીને ક્યાંક…..’

ક્રોધથી એમની જીભ પણ કાંપવા લાગી અને આ અપશુકનિયાળ વાક્યને એ આગળ લંબાવી શક્યાં નહિ. હું ઊઠ્યો અને આખા ગામમાં તપાસ કરીને છેવટે, કદાચ કૂવે હશે એમ માની ત્યાં ગયો. ફાગણી પૂર્ણિમાનો ચંદ્ર ખેતરોના ક્યારા દૂધથી ભરી દેતો હતો. કૂવા કાંઠે મુખીનો ખેડુ અને બીજાઓ પાથરા પર પડ્યા હતા. જઈને મેં પૂછ્યું:

‘ દુરગો દેખ્યો ક્યાંઈ?’

મારા અવાજથી મુખીના ખેડુએ પડખું ફેરવ્યું અને અચંબામાં એ ઊભો થઈ ગયો.

‘ અરે ! હોળી પેટાવી એટલામાં ?’ કહીને એ પૂર્વ દિશામાં ઝાકળિયા તરફ જોઈ રહ્યો.

‘ક્યાં આપણા ખળા ભણી ?’ કરતોકને ગોવંદો બેઠો થયો ને આથમણી દિશામાં જોઈ રહ્યો. વીજળીનો આંચકો લાગ્યો હોય એમ બધા છળીને ખળા ભણી દોડ્યા.

બાઘાની માફક હું ઊભોઊભો જોતો હતો. બંને બાજુ બે હોળીઓ સળગતી હતી.

બળતા ઝાકળિયાની આસપાસ આઠદસ છોકરા આનંદમાં કૂદંકૂદા કરતા હતા. અગ્નિઝાળોના અજવાળામાં મેં દુરગાને પણ એ બધાની વચ્ચે કૂદતો જોઈ લીધો. એમણે ફાગ છેડીઃ

હાથીડાના હાથીશંગે બબ્બે ઘોલો મારી રે,
બબ્બે રે કેદકારે કૂદો ઘેરિયા,
લાલ કેશા !

બીજી તરફથી ગોવંદો હાથીડાને અને એક છોકરાને બાવડેથી પકડીને ઘસડી લાવ્યો: 'ઘઉનું ખળું આખું બાળી નાખ્યું. મોટાભાઈ મારું શું કરશે? મને આયખામાં પણ કોઈ ખેડુ રાખશે હવે?'

હાથીડો રોતો રોતો બોલતો હતો:

'મને આ મગને કહ્યું કે પેલા–દુરગો ને એ ઝાકળિયાની હોળી કરવા આવે છે; એટલે દુરગાનું ખળું અમે ન બાળી નાખીએ પછી?'

અને એ મોટેથી રડવા માંડયો. મગન પણ રોતો હતો. ગોવંદાની આંખે પાણી નીકળતું હતું, પણ એના કંઠમાંથી કશો અવાજ નીકળી શકતો ન હતો.

ખળાને હોલવવા મથતા ખેડુઓના હોંકારા સંભળાતા હતા. હું તો ડઘાઈ જ ગયો હતો. પોરના ખેડુનો મોટાભાઈએ પીછો પકડયો હતો એ મને સાંભરી આવ્યું. મકના ખાંટનું ખાતું પતી જાત એને બદલે હવે જિંદગીભર આ ખળાના વળતરમાં એક છોકરાને ખેડુ રહેવું પડશે કે શું એવી એવી મને આશંકા થવા લાગી. અને હોળી પછીનું ગોવંદાનું પંદરમું વરસ, એનો આખા આદમીનો પગાર, ચારપાંચ વરસની કમાણીના પાંચવીસો રૂપિયા, રૂપાળી કન્યા, ઘરખોરડાં, એ બધું ઘઉંના ખળામાં ભડભડ બળતું હતું.. અને કોઈ પણ ભોગે હાથીડાનું ભણતર, ભવિષ્યની બાલેસ્ટણની પદવી, મામલતદારી, સ્મારક તરિકે ઝાકળિયાને ઠેકાણે હવેલીનું ચણતર, એ બધી સ્વપ્નપરંપરા ઝાકળિયાની બળતી ઝાળોની પડખે ચડીને ઊડી રહી હતી.

ઊછળતી અગ્નિઝાળો આસપાસ ઘેરિયાઓ કૂદતા હતા:

લેણાદેણી કરીશું પૂરી, લીધું એટલું દેશું રે,
ખબરો રે લેશું હોળીને વાયદે,
લાલ કેશા !

અને હોળીઓની ઝાળો પવનના ઝપાટાથી થોડી ઝૂકીને પાછી ટટાર થઈ અને પછી ધીરે ધીરે ઢળવા લાગી. પણ એ સિવાય એક ત્રીજી હોળી ગોવંદાના હૃદયમાં સળગી ઊઠી હતી અને એની ઝાળો વધ્યે જ જતી લાગતી હતી. નિસાસો રૂંધીને એ બોલ્યો:

'હાથીડા, તું બાલેસ્ટણ થાય તો આટલું ખળાનું નુકસાન તો એક પલકમાં વાળી આપે ને?' અને મારે જવાબ આપવાનો હોય એમ મારી સામું જોઈ બોલ્યો, 'તમે મોટાભાઈને કહી દેજો કે મારા બાપાને આમાં ભેરવે નહિ. હાથીડો એક પલકમાં ભરી દેશે!'

જન્મારાઓથી ઝાંઝવાં પાછળ દોડવાની ટેવ પડી ગઈ હોય અને એમાં આમ ભ્રમણા ભાંગી જાય ત્યારે ઊલટું વળી એવડા બળથી એ ઝાંઝવાં માટેની આતુરતા કેમ વધે છે એ ગોવંદાની દશા પરથી વરતાઈ આવતું હતું. સહન કરવાની જાણે જન્મોની તાલીમ હોય અને આવા ઘૂંટડા કાંઈ વિસાતમાં ન હોય એમ એ ઝાકળિયાની ઢળતી જતી ઝાળો તરફ તાકી રહ્યો. અને જામતી ચાંદનીમાં એ નાના બુઝર્ગ માણસની વેદનાને આંખોમાંથી દૂધ જેવી ટપકતી હું જોતો હતો, ત્યાં નાસીને વાડની પેલી બાજુ પહોંચેલા ઘેરિયાઓનો ફાગ સંભળાયો:

તમ્મારે અમ્મારે હિસાબ ચૂકતે,
લાલ કેશા !

સામે, ઝાકળિયાની ઝાળો એના છાપરાની રાખોડી પર પોઢી જવા કરતી હતી.

## મારું હતું ને મેં લીધું

આ વખતે કુબેરને શિયાળુ પાક કાંક સબળો હતો. ગયા વૈશાખમાં ઘરનું છાપરું જરી ઠીકઠાક કરાવ્યું ત્યારથી માથા પર વાણિયાનો ભારેખમ હાથ એવો આવી ગયો હતો કે કુબેરે તેમાંથી ઊંચા આવવામાં મહેનત કરવામાં કાંઈ બાકી રાખી નહિ. એનો બુઢ્ઢો બાપ મેપો જોરાવર દીકરાને બધું સંભાળી લેતો જોઈ ઘરખેતર એને નામે ચડાવી આપી છેવાડાં વરસ ભેરવના અખાડામાં ગાળતો હતો. 'મારો એટલો તને ખોજો ઓછો' એમ કહી કુબેરને એણે સમજાવ્યો હતો. પણ તેણે ય તે આ બે રત જરી મઠ આઘો મૂકી ખેતરે આંટોફેરો કરી દીકરાનો ભાર હળવો કરવાનું માથે લીધું હતું. જોકે એમ કરવા જતાં પોતાને પેલે જનમ પણ મહેનત કરવાની ટેવ ન હોય એમ એનું હાડ દુખી આવતું; છતાં દીકરાના પ્રેમ ખાતર આટલી ઊઠવેઠ કરતો, અને તેથી કદી કદી થાક્યો પાક્યો પાસેના ગામને પીઠે 'જતો આવે' તો કુબેર પણ પોતાના માયાળુ પિતાને ટોકી શકતો નહિ.

આ વખતના ઘઉંના ખળાથી બધું પાછું પહેલાંની પેઠે મેળવી લેવાત, પણ દુખિયાં મજૂરોનું નસીબ બે હાથ આગળ ને આગળ જ ચાલતું હોય છે.

'આ તે કેવો જંગલી મુલક!' કરતો ગામના જાગીરદારનો દીકરો બાપ પાછળ જાગીર સંભાળવા રાજદરબારની રંગીલી સોબત છોડીને મહા મહિનામાં આ તરફ આવેલો ને ખાખી બ્રીચિઝ પર ભૂરૂં ખમીસ ચડાવી ઘોડા પર બેસી હાથમાં પોલો રમવાની લાંબી સોટી રાખીને ખેતરેખેતરે કળતર કરવા (જાગીરદારના ભાગનો અડસટ્ટો નક્કી કરવા) ભમેલો. રાજદરબારના રહેવાશથી એને જમીન, માલિકી, કાયદાકાનૂન, સીમાડાની ખટપટો વગેરેનું જ્ઞાન અનાયાસે મળ્યું હતું. 'હવે તો અંગ્રેજીમાં છે એવી વિઘોટી જ કરી દઉં!' કરી પોલોની સોટી વીંઝતો ઊભા પાકમાં ઘોડો દોડાવી બીજે ખેતરે આવી ઊભો રહેતો ને કંઈ પણ જીવ લાગે એવું બનતું નથી એની અકળામણથી ચારે બાજુ ભર્યાભર્યા ખેતરો ભણી જોઈ રહેતો. એટલામાં એના સાગરીતો શેઢેશેઢે આવી પહોંચતા. મન ફાવે તેમ પાકમાં ડાચાં મારવાની એટલી વાર ઘોડાને સુંદર તક મળતી, અને પોતાના માલિકના બીજે અનેક રસ્તે ખાલી થઈ ગએલા કોઠાર સામું તાકી રહેવાની જે રોજની ટેવ પડી હતી એમાંથી બિચારો છુટકારો અનુભવી રહેતો.

'યે કિસ્કા ખેતર હૈ?' રૂઆબથી જાગીરદારે પૂછ્યું.

'મારૂં, કુબેર સેપાનું, માવતર' કહેતોક ને શાંત છતાં મજબૂત માથાનો કુબેર આગળ આવીને ઘોડાની લગામ ઝાલી અદબપૂર્વક જવાબ આપવા લાગ્યો.

જુવાન જાગીરદારને શરૂઆતમાં આ ઘોડાને સંભાળવાનો વિવેક ગમ્યો પણ ખરો. પણ તરત ઘોડાએ પોતાના હક્ક પર તરાપ મારવામાં આવી હોય તેમ આંચકો મારી કુમેરના હાથમાંથી છટકીને પાકમાં મોઢું લગાવ્યું; ને કુમેરે ફરીથી લગામ ઝાલી એને વિવેક શીખવ્યો: 'આખી જાગીરનો કોઠાર ખાલી કરી દે છે ને તો ય ધરાતો નથી? પીઠ પર બેઠેલાની તો વટ રાખ.' આમ કહીને એણે એના મોઢામાંથી કલ્લી ખેંચી લીધી ને એકેએક સળી ખેંચી લઈ 'લગામે કેવી ગૂંચવી દીધી છે?' કહી લગામ બરોબર સાફ કરી.

દરમ્યાન, જુવાન જાગીરદાર બેદરકારીનો ડોળ કરીને કારભારીને ખેતરના પાકનો અડસટ્ટો નોંધાવતો હતો, પણ એનું ધ્યાન આ તરફ જ હતું. આ ખેડુ એક કલ્લી માટે આટલી હોશિયારી કરે છે ને પોતાના ઘોડાની છૂટ પર હાથ લગાવે છે! એનું સત્તાશીલ મગજ ધૂંધવાવા માંડ્યું. હજી તો હું ડાબોડમરો થઈને રહું છું. પણ આ તો ઘઉંના પાંચ છોડ ખાતર મારી આડો આવીને ઊભો રહે છે!

કારભારીને એણે ઠંડે પેટે મોટેથી પૂછ્યું: 'કેટલા? સિત્તેર મણ કહો છો?' અને પછી ઘઉંના ભરચક ખેતર તરફ હાથ કરીને બોલ્યો 'આ ઘઉં તમને સિત્તેર મણ જ લાગ્યા? એની ઊંબી જુઓ, કણ જુઓ!' કહી કુમેરે ઘોડાના મોંમાંથી ખેંચી લીધેલા કલ્લાની અરધી ચવાએલી ઊંબીમાંથી દેખાતા કણ પર એણે પોલોની લાકડી લગાવી, અને 'લખો દોઢસો મણ!' કરતાકને ઘોડાને એડ લગાવી બીજે ખેતરે ચાલ્યો ગયો.

કુબેર લથડિયું ખાતાં બચી ગયો, પણ એનું મગજ તો ડગલો જ થઈ ગયું હતું. 'માવતર, દોઢસો મણ બાપદાદે કોઈએ ય દીઠા હોત તો તાલેવાન થઈ બેઠા ન હોત?' કારભારી ચાલવા માંડ્યા હતા એની આડો ઊભો રહીને કરગરવા લાગ્યો: 'માવતર, ત્રણગણો કર તે કઈ રીતે ભરીશ? પાંચમા ભાગના ત્રીસ મણ. ને પૂરા એટલા તો ઉતરવાના યે નથી. મારે તો લણવું જ નથી ખેતર. રાજને જોઈએ તો લઈ લે. માવતર, આમ નરાતાળ કળીજગ તે હોય?'

'ખસ, બાજુ ખસ.' કરી રસાલો આગળ ચાલ્યો.

'માવતર, તો દસ મણ મને લેવા દઈને આખું ખળું સંભાળી લેજો, માવતર.' પણ કારભારીએ માત્ર એટલું જ કહ્યું કે 'એ વેળા અરજ કરજે. પોતે ખ્યાલમાં લે પણ ખરા.'

ખળાગાળે ગામમાં ધુમરાણ મચી રહી હતી. કહેવાનો આશય એવો નથી કે સૌને અન્યાય થયો હતો. ઊલટું કોઈ કોઈને તો યોગ્ય કર કરતાં પણ ઓછું આપવાનું આવ્યું હતું. કોણ જાણે એમનાં ખેતરે ગયા હશે ત્યારે જાગીરદાર કોઈ ને કોઈ કારણે મોજની ધૂનમાં હશે. પણ તેથી તો બીજા જે કોઈ જણાંને ખરેખર અન્યાય થયો હતો તેઓ બૂમ પાડી ઊઠ્યાં: આ શો જુલમ? હળાહળ અન્યાય!

કોઈ જઈને અરજ પણ ગુજારી આવ્યું. વાત સંભળાઈ કે પરબતના ખેતરમાં જાગીરદાર પંડે જઈને ખળાની મોજણી કરી પાંચમો ભાગ પોતાનો અલગ કરાવી જશે. ગામમાં ફરી પાછું લોકલૂલીનું ઝડપી છાપું ખબર ફેલાવી ગયું:

'વાહ! છે તો બાપનું નામ ઉજાળે એવો! જુવાન પણ કેવો સમજદાર!'

કુબેર મનેમાં એ જ વાત ઘોળતો હતો. લાવને જઈને એને પગે પડું ને સત્યાનાશમાંથી ઉગરી જાઉં. આમ ને આમ રહેશે તો તો કણે પામીશ નહિ ને વાણિયાનું વ્યાજ તે ય ડૂલ્યા કરશે.

'લે, હવે એક ટોપલી ભરતાં વાર કેટલી? અમે હતા તારા જેવડા ત્યારે પંડે ટોપલી ભરતા ને પંડે ઉપણતા ય તે!' લાકડાની ઘોડી પર ઊભા ઊભા મેપા ડોસાએ ટકોર કરી. એના હાથમાંથી ખાલી લઈ, ભરેલી આપીને, કુબેર પાછો ટોપલી ભરવા નમ્યો. 'ઓરે ઓ......' એવો અવાજ કરીને મેપો ડોસો વાયરાને આમંત્રવા લાગ્યો ને થાકેલાં બાવડાં વડે પણ છટાથી ઉપણવા મંડ્યો.

નીચે કુબેર ટોપલી એમની એમ રહેવા દઈને બાપ સામું જોઈ બોલ્યો: 'તમે કહો ન કહો, પણ જઈને ચોરામાં અરજ તો કરી જ આવું.'.

'તને ના ય તે કોણે કહી? લાવ, લાવ, ટોપલી લાવ. ઝટ પતાવી મેલું.' ને ફરી પાછો 'ઓરે......ઓ'ના લલકારથી પવનને લલચાવતો, ડોસો ઉપણવા લાગ્યો.

પંતી ગયું એટલે પોતિયાનો છેડો ખંખેરતો મેપો ડોસો મનશું ગણગણવા લાગ્યો: 'આ સમાનો વાયરો તે ય શો મોંઘો થઈ બેઠો છે? બાવડાં દુઃખી ગયાં મારાં. ભૂંડો મારા નસીબની પેઠે આજ ક્યાં ય જઈને ભરાઈ બેઠેલો.'

'ઠીક ત્યારે, બાપા, ચોરે જઈ આવું. પેલા પરબતનું કર્યું તેમ આપણું ય કરશે. ઊંચે આંગળી કરીને કહીશ કે

એનાથી ને આપનાથી રૈયતમાં ભેદભાવ ન રખાય.' એણે પરબતને કેવડો મોટો ફાયદો થઈ જશે એની લોકવાયકા ઉમળકાભેર બાપને વર્ણવી ને પોતાને પણ એવો જ ફાયદો થઈ ગયો હોય એમ આનંદમાં આવીને ચાલવા માંડ્યો.

'જાય છે ક્યાં ? અહીં......'

'ડોસા, અપશુકન કરવાની તમારી ટેવ મેલો હવે' વચ્ચેથી તડૂકીને કુબેર આગળ ચાલ્યો.

પણ દોડીને એને રોકીને ડોસો ઊભો રહ્યો. 'ઊહું, એવા રોજરોજ પૈસા ક્યાંથી કાઢું તે ?'' કહી કુબેર ચાલ્યો ગયો.

ડોસો ઊભો જ રહ્યો. થોડીવારે રહીને બોલ્યો : 'એ... ત્યારે, આમાંથી પોટલી બાંધી જાઉં છું. જેના હશે તેને ખાધ.'

કુબેરે પાછળ સાંભળ્યું તો ખરું, પણ એણે એ માન્યું ન માન્યું કર્યું ને ચાલ્યો ગયો.

'જુઓ, ચેલા કુબેરને સુદ્ધાં રાહત આપી' લોકો બીજી સવારે બોલવા લાગ્યાં.

'એમ કરવા જશે તો કાલ ઊઠીને ચોરો વેચીને ચાલ્યા જવું પડશે.' કોઈ ડાહ્યું માણસ હસ્યું.

'હા, ભાઈ, આવડી મોટી જાગીર છે તે બે માણસને અન્યાય થાયે ખરો !' ખેડ ઉપર નહિ પણ જજમાનવૃત્તિ પર જીવનાર કોઈએ ન્યાયાન્યાયનું શાસ્ત્ર સુદ્ધાં રચવા માંડ્યું.

બીજે દિવસે રાત પડ્યે કામ પતાવી થાકી પાકીને મેપો ડોસા બેઠો હતો ત્યાંથી એકદમ ઊઠ્યો ને ખળાના ઘઉંમાંથી ગાંસડી બાંધવા મંડ્યો. પોતાના દેખતાં કોઈ દુષ્ટ એક

કુમારિકા પર હાથ ચલાવવા જતો હોય ને માણસ જેમ ગર્જી ઊઠે એમ કુબેર ખળાની ખોતરણી જોઈ રાડ પાડી ઊઠ્યો: 'ડોસા, મારા સમ તમને!'

'એનું પાપ એના માથામાં. દોઢસો મણ કહેતો'તો તે લઈ જાય હવે દોઢસો કણ ત્યારે ખરો.'

'ને તમારું ઘર બધું ફેંદી વળ્યા તો? કાંઈ સાવ સોમાં નવ્વાણુંનો તો ગોટાળો નહિ થતો હોય!'

'વાહ, તું યે ધરમાવતાર લાગે છે.' કહી બાજુ જોઈ ડોસો બોલ્યો, 'ભલે, ભાઈ, ભલે. આપણે આપણા કામથી કામ!' પછી કુબેરની બાજુ જોઈ બોલ્યો 'મારા દનિયા જેટલા બાંધી જતાં કયો રોકે એમ છે...આવા બોર જેવા ઘઉં છે પણ કબો કલાલ એને સુંઘે છે ય ક્યાં?'

બીજી રાતે ને ત્રીજી રાતે પણ ડોસો પાછો આવીને ખળામાં પડ્યોપડ્યો પોતાના મનથી પોતાને શાબાશી આપતો હતો 'હમણાંનો ઠીક પરભારો ભીનો થાઉં છું.'

ખમ્મા અંગ્રેજ સરકારને તે સવારસાંજ પોતાના હક્કોનો મુખપાઠ કરી જવા ને નવા હક્કો નિપજાવવાની પેરવી કરવા ઉપરાંત જાગીરદારોને કંઈ કામ રહ્યું નથી. લોકો કહેવા લાગ્યા હતા કે પરબતનાં ને કુબેરનાં ખળાં પડી રહ્યાં છે, પણ જાગીરદાર દારૂમાંથી પરવારતો નથી ને ભાગ નક્કી કરતો નથી.

'બનાવે છે, બનાવે.' કોઈ કહેતું.

કુબેર ઊભો થઈને ઘઉંના ઢગલાને ઠીક કરી એની ઉપરનું રાખનું કુંડાળું બરોબર કરવા માટે જાય છે ત્યાં તો એને ગળામાંથી જાગીરદારના સાત્રીતે ઝાલ્યો: 'બોલ, બદમાશ, ઢગલા ફરતી આ રાખની દોરી કોણે ભૂંસી?'

જાગીરદાર બોલ્યો: 'ખાસ્સું પાંચ મણનું ગાબડું પડેલું છે.' એનાં મોંપ જાલિમ હતાં.

'માવતર, ચોર! ચોર!!' કુબેર બરાડી ઊઠ્યો: 'ચોર! ચોર! માવતર.'

એને થયું કે પોતે ઠીક ગોઠવી દીધું.

'તો તું અહીં શું વાઘ મારતો હતો?'

'માવતર, થાક્યાપાક્યા જરી ઝોકું આવી ગયું. મારા ગરીબને ઘેર.....'

'તારી ગરીબની ક્યાં વાત છે? પણ જાગીરની મિલ્કત તમે લોકો આમ જ લુંટાવો છો ને?' જાગીરદાર બોલ્યો.

'માવતર, જાગીરને તો કાનખજુરાના સો પગમાંથી એક ભાંગ્યો, પણ મારે ગરીબને.....'

'ચલ, બંધ કર! સમજે છે? ફોજદારી ગુન્હો તે આનું નામ.'

ચપોચપ હુકમ કરીને એણે આજુબાજુ માણસો મોકલી તપાસ કરાવી. ગામના બીજા ચાર માણસોને બોલાવી પંચક્યાસ કર્યો.

તાલુકા કોર્ટમાં મેપા ડોસાને આરોપી તરીકે ઉભો કરવામાં આવ્યો હતો ને હવે મૅજિસ્ટ્રેટ સજા સંભળાવવાની તૈયારીમાં હતા. કેસ આખો ચોકખો હતો. ખાતેદાર કુબેરના ખેતરમાંથી મેપા નામનો સખસ અંધારી રાતે ઘઉંની ચોરી કરીને નાઠેલો અને ગામ મજકુર પડખેના ગામ બીમાપરાના કલાલ નામે કબાની દુકાનમાં મુદ્દામાલ સાથે તે પકડાએલો. કેસની તપાસ દરમ્યાન એકુ કુબેરની સાક્ષી આરોપીને ગુન્હેગાર ઠેરવવા માટે પૂરતી હતી.

મેપો ડોસો અનેક ડરામણીમનામણીની સામે થઈને પણ બરાડી ઊઠ્યો: 'માબાપ, મને ફાંસી દો; પણ ચોરીનું

આળ દેશો મા. બળદની પેઠે મેં મજૂરી કરી છે. મારું હતું ને મેં લીધું એમાં કોની ચોરી કરી છે? બાકી જમીન તે કયો માનોજણ્યો જોડે લઈને અવતરે છે?......'

એને ચૂપ કરી દેવામાં આવ્યો. મૅજિસ્ટ્રેટે ચુકાદો આપ્યો: 'સાડા ત્રણ મહિના, સખ્ત મજૂરી સાથે.'

*

'જાગીરદાર છે તો કાબેલ!' ગામલોકોએ પોતાનો મત સુધાર્યો.

* *

કુબેર તાલુકાની જેલ પર ડોસાને મળવા ગયો ત્યારે ડોસો મનશું ગણગણતો હતો: 'હમણાં ઠીક પરભારા રોટલા નીકળે છે!'

# શેષ માનવી

ચંદ્રમોહનની આંખો ઊંઘથી ઘેરાવા માંડી હતી, છતાં હવે પછીનું સ્ટેશન આવે ત્યાં સુધી એને શિષ્ટાચારની ખાતર પણ જાગવાનું હતું. એનો મિત્ર નન્દકિશોર અચાનક જ ગાડીમાં આજે વર્ષો પછી ભેગો થઈ ગયેલો. હવેને સ્ટેશને એ ઊતરી પડવાનો હતો. ઉપરાંત, આ બેચાર કલાક ગાડીમાં સાથે રહ્યા તે દરમ્યાન વાત પણ એવી બનેલી કે નન્દકિશોરે ચંદ્રમોહનની મદદે આવીને એનો ઠીક ઠીક બચાવ કર્યો હતો.

'અરે, ગાડીમાં બેઠા તો ત્યાં ય ધૂતારા તમારી પાછળ ને પાછળ.'

એક ઉતારુથી સહન ન થયું એટલે એણે જરી ઉંકારો કરેલો.

'જુઓ. એમ ધુતારા કહીને ઊભા રહેવામાં કંઈ સાર નથી. આ ચંદ્રમોહનભાઈ કાંઈ તમારાં ખીસાંની અંદર હાથ નાખવા ગયા નથી.' નન્દકિશોરે પોતાના મિત્ર પર પ્રહાર થાય છે એમ માનીને ચેલેંજ ઉપાડી લીધું હતું.

'ના, ના. પણ ગઈ વખતે ગાડીમાં બેઠેલો ત્યારે ફિરોકને હરાજીવાળો કંઈ જપાની ઠીકરાં બઝાડી ગયેલો. સાળા બોલે છે પણ કેવું મીઠું મીઠું! પણ ભાઇ, મારા તો પાંચ રૂપિયા છૂટી પડ્યા તે આજની રાત ને કાલનો દા'ડો! તમે વળી નવું ધતિંગ લઈને આવ્યા છો, પણ આ ફેરે તો ક્યાં છે દમડી ય તે?'

બીજો ઉતારુ પોતાની આપવીતી જોસ્સામાં આવી જઈને ઉખેળતો હતો. ચંદ્રમોહનને પોતાને જ બોલવું પડ્યું: 'ભાઈ, હું કાંઈ અહીં ડબામાં હરરાજી કરવા ઓછો ઊભો થયો છું? આ તો વાતમાંથી વાત નીકળી ને અમે બે ભાઈબંધ અંદર અંદર એકમેકના ધંધાની પૂછપરછ કરીએ છીએ.'

'એમાં તમારે ઉશ્કેરાઈ જવાની કાંઈ જરૂર?' નન્દકિશોરે ફરી પોતાના મિત્રનો બચાવ કરવા પેલાને ઊધડો લીધો.

ચન્દ્રમોહન બોલતો હતો: 'અને તમે અમારી વાતમાં વચ્ચે માથું માર્યું એમાં કંઈજ ખાટુંમોળું થઈ ગયું નથી. પણ મહેરબાની કરીને, જરી ડાહ્યા હો તો, આને કદી ધતિંગ કહેશો નહિ. આ તો મોટમોટા વિજ્ઞાનશાસ્ત્રીઓએ જેને આશીર્વાદ આપ્યા છે એવી મહાન શોધ છે. માણસજાત જ માણસજાતની દુશ્મન થઈ ન બેસે એની સામે સાવચેતી અને સલામતી ખાતર રચેલી દિવાલ છે. મનુષ્યોએ આ પૃથ્વી પર જીવવું હોય તો પ્રથમ તો એમણે પૃથ્વી પર દિવસે ને રાતે ટોળાબંધ ધસી આવતાં મનુષ્યપ્રાણીઓની સામે મોરચા માંડવા પડશે, કેમકે પૃથ્વી કેટલાને પોષી શકે? આ કંઈ મારું ગાંઠનું કહેતો નથી, હોં! મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ...'

'બાપ, વચ્ચે શાસ્ત્રીનું નામ ન લાવ.' એને અધવચ

અટકાવી ખૂણામાં પોટલું થઈને પડેલા એક વૃધ્ધે કહ્યું: 'શાસ્ત્રીઓનો તો વેલો ઠેઠ વસિષ્ઠ ભૃગુ અને ભારદ્વાજ ઋષિથી અખંડ ચાલતો આવે છે, ત્યારે તો હિંદુ ધર્મ આટલો ય ટક્યો છે. હવે તમે અંગ્રેજી ભણેલા આવ્યા. તમને ભણાવ્યા ત્યારે ભણેલે મોઢે બોલો છો ને કે માણસને જનમવા જ નો દઈએ.'

બીજા વૃદ્ધે ટેકો આપ્યો: 'બેટાઓએ તુક્કો તો આબાદ ઉઠાવ્યો છે. આમ કરીને લોકોને ભરમાવીને અસલ ધર્મના પગ લૂલા કરી નાખવા છે.'

'અરે, પણ આમાં ધર્મની વાત જ ક્યાં આવી? આ તો એટલી વાત છે કે તમારા જ જીવનનાં ઠેકાણાં ન હોય ત્યાં બીજા જીવોને આ દુનિયામાં લઈ ન આવો તો તમે ય સુખી ને એ ય સુખી.'

પેલો પ્રથમ ઉતારુ જરી બચરવાળ હશે કે કેમ પણ આ ટીકાથી આકર્ષાઈને બોલ્યો:

'પણ જીવ મોકલનારો તો પરમાત્મા છે. આપણું એની આડે શું ગજું?'

'અરે મૂકોને પંચાત. આ ગાડીમાં તો એવા કેટલાય આવે છે. દરાજની દવા કહીને શાહીમાં પલાળેલો મેંદો વળગાડી જાય છે એવું સ્તો.' બીજા મુસાફરે પોતાના અનુભવનો પ્રકાશ પાડ્યો.

ચંદ્રમોહન યંત્રવત્ ઊભો થઈ જઈને બોલવા માંડ્યો: 'તમે લોકો મારી પાસે ભાષણ જ કરાવવા નીકળ્યા લાગો છો. ભલે ત્યારે.' કહીને એણે મોઢાની ભૂંગળી બનાવીને શરુ કર્યું:

'ભાઈજી અને બેનૂજી......'

ત્યાં એને બેસાડી દઈને નન્દકિશોર બોલ્યો: 'મહેરબાનો, આ ચંદ્રમોહનભાઈને તમે નહિ ઓળખતા હો. તાપ્તીવેલી રેલવેમાં કદી મુસાફરી કરી છે? એક વખત એવો હતો જ્યારે ચંદ્રમોહનની જીભ ટંકશાળ પાડતી. હરરાજીમાં એને ટપી જાય એવો કોઈ બંદો પાક્યો નથી. શું એની જીભ ચાલે! છેલ્લામાં છેલ્લું કાવડિયું આપી દઈને પણ મુસાફરો એની ચીજ લઈ લે. આ તમારા સત્યાગ્રહવાળા તે એનાં ભાષણ સાંભળી સાંભળીને બોલતાં શીખેલા. મુંબઈથી ઠેઠ મારવાડ જંક્શન સુધી એની હાક વાગતી, સમજ્યા? એ તો ઠીક છે, ભાઈ, સૌની ચડતી પડતી આવે છે. અત્યારે વળી આ સંતતિનિયમનનો શહેરે શહેરે પ્રચાર કરવામાં પડ્યો છે. પણ એમાં ય તે એને શેઠે નોકરી પર લીધેલો તે ગાડીમાં મુસાફરી કરતાં અચાનક એનું ભાષણ સાંભળીને લલચાયા એ પરથી જ. અને તમે કહો તો સંતતિનિયમન પર ત્રણ કલાક લગી ભાષણનું ઘોડાપૂર જ વહેતું મૂકે.'

ઉત્સાહમાં ને ઉત્સાહમાં નંદકિશોર મિત્રનો અને સંતતિ-નિયમનનો બચાવ કરવા જતાં પોતાની જીભ પરનું નિયમન ગુમાવી બેઠા હતા.

'એ હરરાજી બોલાવતો ત્યારે એના બોલ પર ઈતબાર રાખી સૌ એની જણસો લઈ લેતું. એ કાંઈ પેલા મફતિયા-ઓના જેવો ઓછો હતો કે જે ધરે તેના કપાળ પર બામ ઘસી આપીને માલની ખાતરી કરી આપે? ને ઘસી આપતો હોય તો પણ આ કંઈ બામ ઓછો છે કે...'

પ્રથમ ઉતારુ બોલ્યો, 'કોણ જાણે ભાઈ, શું કહેવાય? સાચું પણ હોય. દુનિયામાં હવે તો ન થાય તેની નવાઈ.'

'જુઓ ને આ બોલવામાં ય તે કાંઈ બાકી મૂકે છે? ન માનીએ તો ક્યાં જઈએ?'

બીજું કોઈ બોલ્યું.

'જાઓ જન્નમમાં, બીજે ક્યાંઈ જગા ન હોય તો.'

પાસેના ડોસાથી ન રહેવાયું.

'શું?' પેલાએ મોઢું આગળ લાવીને કહ્યું. મામલો તકરારનું રૂપ પકડવા લાગ્યો. ચંદ્રમોહન આળસ મરડી સચેત થયો.

'શું તે એ કે આવા ફાટેલા મગજના આજના છોકરાઓની વાતો સાંભળીને અક્કલ વેચી ન મારતા. સમજ્યા?' ડોસાએ હિંમત કરીને કહી નાખ્યું.

'સાઠી બુદ્ધિ નાઠી તે આનું નામ.'

'ડોસા, આપ આપકી સમાલિયે. આજકાલના છોકરાઓ તો પોતાનું સંભાળી લેશે.'

'આ બે વાત જાણનાર માણસો તે જાણી જોઈને ખોટું બોલતા હશે?'

સૌ ડોસાના અવાજને ડુબાડી દઈ ઘાંટા પાડીને બોલતા હતા.

પેલા ખૂણામાં પડેલા વૃદ્ધને થયું કે વાત હાથથી ગઈ અને સનાતન ધર્મનો ઉદ્ધાર કરવો હોય તો આ છેલ્લી તક છે. એમ માની ઉશ્કેરાટથી હાંફતાં હાંફતાં બોલ્યાઃ 'ભાઈ અમે તો આવડા હતા,' એમણે ડબાની બારી બરોબર હાથ કરીને કહ્યું, 'નાના અમથા હતા, ત્યારના શીખ્યા છીએ કે પ્રજાતંતુનો છેદ કરવો તે અધર્મ છે. પણ મારે અહીં શાસ્ત્રાર્થ કરવો નથી. યવનોને આ આજકાલના જુવાનિયાઓ શાસ્ત્રીઓ કહી કહીને એમનાં પ્રમાણ ટાંકે છે એની આડે મારે જીભા-

જોડીમાં ઊતરવું જ નથી. પણ એક વ્યવહારુ સવાલ કરું છું: પ્રજાતંતુનો છેદ ન કરવો એ ધર્માજ્ઞા તમારા વડીલોએ ન પાળી હોત તો તમે આજે એનો લોપ કરવાનું પોકારવા હયાતી જ ક્યાંથી ધરાવતા હોત? અરે, છોકરાઓ, તમને હું એટલું કહું છું કે એ ધર્મને પરિણામે તો તમે અત્યારે મારી સામે ઊભા રહીને અધર્મભરેલું પણ બોલવા પામો છો. તમારા અંગ્રેજી ભણેલા શાસ્ત્રીઓને જરી મારી વતી આટલું પૂછો કે સંતતિનિયમન એ જો સનાતન ધર્મ હોય તો એમના વડીલોએ એનું કેમ પાલન કર્યું નહિ, અને કર્યું હોત તો એમની ટીકા કરનારા તમે પાક્યા જ ક્યાંથી હોત'

'ખરી વાત છે.'

'આપણને બેટાઓ ગમાર ગણીને કંઈનું કંઈ સમજાવી જાય છે.'

'આપણે તો પહેલેથી જ આવી વાતમાં નન્નો પકડીને બેઠા હતા. અલ્યા, કોઈ નહિ ને ખૂદ પરમાત્માની લીલા આડે તે કંઈ માણસનું ગજું છે તે આવી શકે?'

'ઘરડા કંઈ ગાંડા હતા? આ તો કંઈ પૂરવ જનમનાં પાપ તે ગાડીમાં બે ઘડી જંપવા મળે ત્યાંય ઊંઘ બગાડનારા આવા નીકળી આવે છે કોઈ ને કોઈ.'

સૌ ચંદ્રમોહનની સામું, કોઈ ગુનેગારની સામું જોતા હોય એમ, જોઈ રહ્યા. એ જ વખતે ગાડી સ્ટેશનમાં પેઠી અને નંદકિશોર હાથ મિલાવીને ચપ દઈને ઊતરી પડ્યો. એને લીધે તો ચંદ્રમોહન તદ્દન એકલવાયો પડી જઈને ખરેખર ગુનેગાર હોય એમ મોઢું બારી બહાર રાખી રહ્યો. એની પીઠને જાણે મુસાફરોની આંખો વીંધતી ન હોય એમ જરી અમળાવા લાગ્યો.

ત્યાં એનું શૂન્યમનસ્કનું માથું પોતાના દંડાના ઉપલા છેડા સાથે અફળાવા દઈને, એક ફકીર ઘોઘરા સાદે બોલ્યોઃ ‘હટો.’

ચંદ્રમોહનને ઓછું ત્યાં જ ઊભા રહેવું હતું? એને પણ અંદર ખસીને સીધા સૂઈ જ જવું હતું. માત્ર, મુસાફરોની નજર સહન નહિ થાય એવી આશંકાથી ખમચાઈને બારણા પાસે ઊભો રહ્યો હતો. પણ આ તો સામેથી હૂમલો કરીને કોઈ એને પરાણે અંદર ધકેલતું હતું.

કંઈ નહિ, એ અંદર આવીને બેઠો. ફકીરે આવીને ઝોળી વગેરે ઉપર સૂવાની પાટલી પર મૂકવા માંડ્યું ત્યારે તો ચંદ્રમોહનને મનમાં વસી જ ગયું કે કોઈ અદૃષ્ટ તત્ત્વે એની પર ચોમેરથી હૂમલો કરવાનો જ ખેત રચ્યો છે.

‘જી ઉધર તો હમારા સોનેકા બિછાના પડા હૈ દેખતે નહિ?’

‘દેખતા હૂં, જનાબ! લેકિન આપકા બિછાના ઉપર સોતા રહેગા ઔર આપ યહાં પર બેઠતે રહેંગે?’

સૌ ખડખડ હસી પડ્યા. આ ભાષણિયાનું જડબું ભાંગનારો ઠીક નીકળી આવ્યો, એવો સંતોષ પણ બેસારુઓએ અનુભવ્યો.

‘સેતાનકા બચ્ચા હૈ ના? યહાં સારી આલમમેં તું હી અકેલા નહિ બસતા હૈ.’ કહી એનો હાથ ઝાલી એને ઉઠાડ્યો ને પોતે તેની જગાએ બેઠો.

ચંદ્રમોહન આખરે બિછાનું દેખવા પામ્યો ખરો.

ગાડી ઊપડી. એનું ઘર્ઘર હાલરડું સાંભળતાં સાંભળતાં ચંદ્રમોહનની આંખોની પાંપણો સહેજ મળી ગઈ. એના

મગજની આજુબાજુ, પોતાની શક્તિ વિષે નંદકિશોરે કરેલા વર્ણનની ખુમારી, એ જતો રહેતાં લાગેલું એકલવાયાપણું, પોતે હાલ કરે છે એવો પ્રચાર વડીલોએ પણ કર્યો હોત તો પોતાનું અસ્તિત્વ જ ન હોત એ ભય, ને છેવટછેવટ ફકીર બાપાની ધરતી પર તું એકલો નથી એ ડંડાશાઈ ડરામણી,– આ બધા સ્ફુટ અર્ધસ્ફુટ ખ્યાલો મચ્છરની માફક ગુનગુનતા હતા.

* * *

ચંદ્રમોહનના શેઠ એની અવિશ્રાંત પ્રવૃત્તિથી અને એકનિષ્ઠાથી એવા તો ખૂશ થઈ ગયા કે જતે દહાડે એમને એને ચાર આની ભાગ કરી આપવો પડ્યો. પણ ધીમે ધીમે ચંદ્રમોહનની અખૂટ કાર્યશક્તિએ એવો પરચો બતાવવા માંડ્યો કે સામા માણસને જોઈને એમ જ થાય કે માલિક તો ચંદ્રમોહન જ છે ને ખરા શેઠ તે કાં તો ભાગીદાર હશે કે મુનીમ હશે. શેઠે પોતે તો ક્યારનો ય પિત્તળ ને સોનાનો ફરક પારખી લીધો હતો અને સમયનો રંગ જોતા રહીને ધીમે ધીમે ચંદ્રમોહનને ઊંચે ને ઊંચે ચડાવતા રહ્યા હતા. પણ ગાદીમાં ચીજોની હરરાજી બોલાવનાર એક છોકરડાની છટાદાર શૈલીથી આકર્ષાઈ એને પોતાના ધંધામાં ખેંચી લીધો ત્યારે શેઠને સ્વપ્ના સરખોય ખ્યાલ નહિ હોય કે એક દિવસ સર્વસ્વ એને ચરણે ધરી દેવામાં પોતે પોતાને કૃતકૃત્ય માનશે. સર્વસ્વમાં બીજું શું હતું? હતું અઢળક ધન અને, એ ધનને પણ ટક્કર મારે એવી યૌવનદ્વારે આવીને ઊભી રહેલી પુત્રી વિશાખા. ચંદ્રમોહન ધંધામાં દાખલ થયો તે પછી થોડા સમયમાં જ શેઠને ઘેર પણ એને કામપ્રસંગે અવારનવાર આવવું થતું.

શેઠ તો અકસ્માત આકર્ષાયા હતા. પણ શેઠની પુત્રીની

બાબતમાં ચંદ્રમોહન અકસ્માત પર આધાર રાખી બેસી રહે એમાંનો ન હતો...ટૂંકામાં, ચંદ્રમોહન એકી સાથે શેઠના આખા બિઝનેસનો અને 'એમની એકની' એક વિશાખાનો 'માલિક' બન્યો.

ચંદ્રમોહન પોતે જ્યાં જ્યાં પ્રચારાર્થે ફરેલો ત્યાં ત્યાં હવે એણે શાખાઓ સ્થાપી. પોતાને અગાઉ ઉપર ગાડીઓમાં કે ધર્મશાળામાં ગમાર લોકો મળી જતા અને અણસમજ કે ધર્મચૂસ્તપણાને કારણે સંતતિનિયમનના લાભ સમજી શકતા નહિ એ અનુભવ ઉપરથી એણે એ વિષયને લગતું સરળ સાહિત્ય પણ જથ્થાબંધ બહાર પાડ્યું. ચંદ્રમોહન એટલો બધો પૈસાદાર થયો—કેમ કે લોકો પોતાનાં અણજન્મેલાં બાળકો પોતાના પૈસામાં ભાગ પડાવવા માગે છે એ ભીતિમાં ને ભીતિમાં ભૂલી જતા કે સંતતિનિયમનનાં સાધનો પૂરાં પાડનારા એમની પૂંજીમાંથી જેવો તેવો હિસ્સો પડાવતા ન હતા—ગમે તેમ પણ ચંદ્રમોહન એટલો ધનસંપન્ન થયો કે પોતાના શહેરના લોકોએ એની બીજી શક્તિઓમાં આ આટલી ખૂટતી એક ધનિકતા ઉમેરાતાં સહેજે એને શહેરની સુધરાઈ—કોર્પોરેશનનો પ્રમુખ ચૂંટી કાઢ્યો.

પ્રમુખ થતાંની સાથે ચંદ્રમોહને ઠેરઠેર સંતતિનિયમનનાં સાધનોનો વાપર વગેરે બાબતો વિષે માહિતી પૂરી પાડવા માટે જાહેર દવાખાનાં ખોલાવ્યાં. લોકોને થયું કે પ્રજા પ્રત્યે પ્રમુખને કેટલો પ્રેમ છે! ચંદ્રમોહનનું બિઝનેસ આથી કરીને આગળ ને આગળ વધતું હતું એ તો એક આડવાત હતી. સરકારે ચંદ્રમોહનની કીર્તિ પર કળશ ચડાવવા જાણે સરનો ઇલ્કાબ બક્ષ્યો.

સર ચંદ્રમોહનની શક્તિને પ્રતાપે પ્રજા અત્યંત સુખ અને આનંદમાં સેલવા લાગી. ક્યાંય ખાવાપીવાનો તોટો ન હતો, પહેરવા ઓઢવાની, રહેવા સૂવાની, હરવા ફરવાની તકલીફ ન હતી. ઠેરઠેર પહેલાં જ્યાં ભીડ, ભીડ ને ભીડ જોવામાં આવતી ત્યાં હવે મોકળાશ હતી. મનુષ્યજાત ટુંટિયું વાળીને પડી રહેતી, તેને બદલે હવે છૂટથી હરીફરી શકે એવી સ્થિતિ પર એને સર ચંદ્રમોહને લાવી મૂકી. લોકોએ ચંદ્રમોહનને 'ભીડભંજન' એવો પોતા તરફથી આગવો ખિતાબ પણ અત્યંત લાડ અને માનપૂર્વક અર્પ્યો હતો.

સર ચંદ્રમોહન ભીડભંજનની પરોપકારક પ્રવૃત્તિ અપકારક નીવડી એક માત્ર ખુદાઈ ઉત્પાદક ખાતાને. પ્રભુ પરમાત્માના સર્જનકારખાનામાં મોટો ઘોટાળો ઊભો થયો. એક બાજુથી કાચો માલ—મરેલા જીવોના રૂપમાં—થોકબંધ આવતો હતો અને એમાંથી અજબ કલાકૌશલપૂર્વક તરેહના તરેહના આત્માઓ ઘડવામાં આવતા હતા. પણ ઉત્પાદક ખાતાને હમણાં હમણાં ફિકર થવા માંડી હતી કે આ ઢગલાબંધ તૈયાર માલ માટે બજાર ઘટી ગયું છે તેનું શું કરવું? આત્માઓ તો લાખોની સંખ્યામાં અકબંધ તૈયાર હતા. પણ માનવશરીરો એમને સ્વીકારવા તૈયાર ન હતાં. આ સારો યે વખત માનવશરીરો મૃત જીવાત્માઓ (મનુષ્યોના; જંગલી પ્રાણીઓના, વગેરે) રૂપી કાચો માલ તો મોકલ્યે જ રાખતાં હતાં. પરમાત્માના સર્જનવ્યાપારમાં એક મોટી 'ક્રાઈસીસ'—ઘાંટી આવી. એમાં ઉત્પાદક ખાતું તો સાવ લેવાઈ જ ગયું.

પ્રભુ પરમાત્માની હજૂરમાં જઈને એક પુણ્ય પ્રભાતે આત્માઓ તૈયાર કરતા ઉત્પાદક ખાતાએ પોતાની ફરિયાદ પેશ કરી.

'હોય નહિ.' દેવાધિદેવે આંખો મસળતાં મસળતાં જવાબ આપ્યો.

"મેં ક્યારનો, હજારો વર્ષ પહેલાં, ઋષિમુનિઓને મંત્ર શીખવી રાખ્યો છે કે 'પ્રજાતન્તુમ્ મા વ્યવચ્છેત્સીઃ' જાઓ, બેફિકર રહો."

પણ ફરિયાદ ખરેખર ફિકર ઉપજાવનારી છે એમ ભારપૂર્વક ફરી ધ્યાન પર લાવવામાં આવ્યું ત્યારે એ જરી ખિજાઈને બોલ્યાઃ

'ત્યારે કમજાત મનુષ્યવંશ ઉપર રોગનાં જંતુઓ કેમ છૂટાં મૂકતા નથી? કેટલા આત્માઓ સિલકમાં છે? કરી દો બધાને રોગનાં જંતુ. ખૂટતા હોય તો બોલો કેટલા કોટિ આત્માઓ જોઈએ. ભરી નાખો ઝટપટ. તમને બધી મૂડી સોંપીએ તો યે તમારાથી આટલી સાચવણી અમથી થતી નથી.'

સર્જનવ્યાપારમાં થાકેલા દેવાધિદેવ એની વ્યવસ્થામાં આવેલા આ નવા વિઘ્નથી કંટાળીને જરી પોપચાં બીડી ગયા.

પણ ઉત્પાદક ખાતાએ અત્યંત વિનય અને આજીજીપૂર્વક મૂંઝવણ વ્યક્ત કરી કે માનવજાતે આ રોગજંતુઓની સામે ભારે દવાઓ શોધી કાઢી, એમનું નામ પણ પૃથ્વી પરથી નાબૂદ કરવાના ઇલાજો લીધા છે, ત્યારે દેવાધિદેવે પ્રથમ વાર લાચારી અનુભવી અને તરત જ પોતાના માનીતા કાર્યકુશળ દેવદૂતોને બોલાવી, એમની એક તપાસસમિતિ નીમી અને બે જણાને આખી બાબત સહેજે પતી જતી હોય તો તેમ કરવા દૂત તરીકે મોકલ્યા.

સર ચંદ્રમોહન ભીડભંજનના દિવાનખાનામાં બે અજબ કાન્તિવાળા, તેજથી ઝળાંઝળાં થતા, પણ પડછાયા વગરના,

યુવાનો મુલાકાત માટે રાહ જોતા બેઠા હતા. મુલાકાત વખતે આગંતુકોને સર ચંદ્રમોહન ભીડભંજને જણાવી દીધું કે પ્રભુ પરમાત્માને કહી દો કે **प्राप्तेषु षोडषे वर्षे पुत्रम् मित्र-मिवाचरेत्** (પુત્ર સોળ વરસનો થાય એટલે એને મિત્ર ગણવો). મનુષ્યજાતિ હવે પોતાનું સંભાળી લેશે.

દેવદૂતોનો અહેવાલ સાંભળ્યો ત્યારે દેવાધિદેવ ખરેખર અસ્વસ્થ થઈ ગયા. અનેક મન્વંતરો પૂર્વે સૃષ્ટિ રચી હશે તે પછી તેના થાકમાં ને થાકમાં જે નિદ્રા એમને ઘેરી વળી હતી તે આજે કોણ જાણે આપોઆપ ઊડી ગઈ.

એમણે તરત ઢંઢેરો પિટાવ્યો કે સૌ દેવદેવીઓ અને દેવદૂતો પાંચ કોશના ઘેરાવાની બહાર ચાલ્યાં જાય. કેમકે પોતે અત્યારે પોતાના શત્રુ સમ ગણાતા સેતાનને મળવાના નિશ્ચય પર આવ્યા હતા—જો કે આ વાત બહાર પાડવામાં આવી નહોતી.

દેવાધિદેવે અત્યંત દયામણું રૂપ ધારણ કરીને સેતાનનું ધ્યાન ધર્યું. આંખ ખોલીને જુએ છે તો સામે પોતાની સામે પીઠ કરીને સેતાન ઊભો હતો.

'સેતાન!'

પણ સેતાન બોલે શેનો?

'જો સેતાન, હું આ માનવજાત તને કેમ સોંપી દેવી, એમ વિચારતો થયો હોઉં તો તે તું માને કે?' કહીને તે મલકાયા.

પણ સેતાને એ મલકાટ જોવાની પરવા કરી નહિ. મોઢું પણ ફેરવ્યા વગર તે બોલ્યો:

'હા. હવે; જ્યારે માનવજાત જવા માંડી ત્યારે !'

દેવાધિદેવ હતા ત્યાંથી ખસીને એની સામા જઈ, એના ખભા પર હાથ ટેકવી ઊભા. કોઈ સુશીલ ગૃહસ્થ કોઈ કુલટાના હાથ તળેથી પોતાનો ખભો ખસેડી લે એ ઢબથી દેવાધિદેવનો હાથ તરછોડી સેતાન જરી પાછો હઠીને ઊભો.

'સેતાન, ભાઈ સેતાન, જો, તને કહું છું, સાંભળ. આ માનવજાત જાય કે રહે એ આપણને બંનેને લાગતો વળગતો સવાલ છે. આજલગી એને હાથ કરવાના તારા પ્રયત્નો આડે મારાં બળોએ કામ કર્યું હશે. ભલે, પણ હવે માનવજાત જો સમૂળગી ગઈ તો એમાં આપણને બંનેને નુકશાન છે. મારે જીવવું હોય તો મારા અસ્તિત્વનો સ્વીકાર કરતી માનવજાતની મારે જરૂર છે. ને તારે પણ તારું અસ્તિત્વ સ્વીકારવા લલચાય એવી મનુષ્યજાતિની ગરજ છે. માટે સમજુ હોય તો...'

પૂરું સાંભળવા રહ્યા વગર સેતાન નાઠો. પોતે કંઈ પરમાત્માનું કહ્યું કરવાનો ? છટ્ ! મારે કરવું હશે તે કરીશ. તારી શિખામણ તે તારી પાસે, કરતોકને એ ભાગ્યો. પણ મનુષ્યજાતિ ટકે એમાં પોતાનો સ્વાર્થ છે એ ઈશ્વરી વિષ તો એના ચિત્તમાં ફેલાઈને કામ કરવા મંડી પડ્યું હતું.

એને થયું કે મોટી જંગી લડાઈ જગાવું. તો બાસને ઉપર ઉપરથી સહેજ કાપી લઈએ એટલે વેગથી એ જેમ પલવાય છે તેમ, મનુષ્યજાતિ પણ લડાઈમાં થોડીઘણી કપાયા પછી ફરીથી ફાલી ઊઠશે. પણ વળી ડર લાગ્યો, કે ફાલવાની સામે મજબૂત ઈલાજો લે તો ઊલટું; છે. એમાંથી સંખ્યા ઘટે.

સેતાનના ભેજાને પૂછવું પડે એમ ન હતું. બગલાને કાંઈ સાધુ દેવાની જરૂર નહિ. સેતાનને થયું કે પોતે અત્યંત રૂપવંતો ફક્કડ થઈને શહેરમાં જાયને ચંદ્રમોહનની જ પત્નીને પોતાને રસ્તે ખેંચી લે. પણ એને તરત ભૂલ સમજાઈ ગઈ કે એને રસ્તે ખેંચાવામાં કંઈ પહેલાં જેવાં ભય કે કૌતુક રહ્યાં ન હતાં. પોતે ચંદ્રમોહનની પત્નીને પોતાને રસ્તે ખેંચી શકશે એટલું જ નહિ, પણ કદાચ એ પોતે જ સામેથી ચાલતી આવશે. પણ એમાં વળ્યું શું? એના ગેરકાનૂની બાળકનો પોતે પિતા થઈ શકે એ તો ભ્રમ જ.

સેતાનને થયું કે માણસજાત એકલા દેવાધિદેવને નહિ પણ પોતાનેય તે બનાવી ગઈ છે. પણ પોતાની ઘમંડાઈમાં એ બાબતની વધુ ચોકસી કરવા દેવાધિદેવની કને ગયો નહિ.

દેવાધિદેવના ઉત્પાદનખાતાંએ ખૂમરાણ મચાવી મૂકી હતી. છેવટે પેલા બે દેવદૂતોને ફરી મોકલવામાં આવ્યા.

'સમજી જાઓ, નહિ તો દેવાધિદેવ તમને સખ્ત શિક્ષા કરશે.'

સર ચંદ્રમોહનને કહ્યું: 'હવે આવી લવરી છોડીને બીજી કંઈ હોય તો વાત કરો; નહિ તો, સાહેબજી.'

'તો, ત્યારે, અમે એટલું જણાવી દેવા આવ્યા છીએ, કે હવે પછી, તમારી ઇચ્છા હશે કે નહિ હોય તો પણ, એક પણ નવો આત્મા માનવશરીરોને નહિ મળે. તમારે આત્માઓ જોઈતા હોય તો તે તમારી સરતે નહિ પણ દેવાધિદેવની સરતે જ મળી શકશે. તમે દેવાધિદેવનું શાસન સ્વીકારતા નથી તો હવેથી તમને એકેય આત્મા મળશે નહિ.'

તાજા કલમમાં એમણે ઉમેર્યું: 'તમારી ભાષામાં કહીએ તો હવે પછી એક પણ બાળક જન્મશે નહિ.'

'પછી તો મનુષ્યોને માત્ર મરવાનું જ રહ્યું; મૃત્યુની વાટ જોઈ રહેવી રહી. પોતાની ઈચ્છા થાય ત્યારે તો સંતતિ મેળવી શકતાં હતાં એટલે સૌ નિર્ભયપણે સંતતિનિયમનને અનુમોદન આપતાં. પણ એનું પરિણામ ઠેઠ સંતતિનિરોધમાં જતું આવે તો એ માટે ભાગ્યેજ કોઈ તૈયાર હતું. છતાં દેવાધિદેવની શિક્ષા હવે ફેરવાવી શકાય એમ રહ્યું ન હતું.

સર ચંદ્રમોહનની હવે પડતી દશા શરૂ થઈ. મનુષ્યો જન્મવાની તો હવે ભીતિ હતી જ નહિ, એટલે એમના બિઝનેસને બીજા જ પ્રભાતમાં ખંભાતી તાળાં લાગી ગયાં. વરસ દહાડામાં એમની સહધર્મચારિણી વિશાખા મૃત્યુ પામી ને દુ:ખના દહાડા જોવામાંથી બચી.

સર ચંદ્રમોહન અત્યંત દુ:ખમાં એકલવાયું જીવન ગાળવા લાગ્યા. એમની ચોમેર એક પછી એક ખરી જતા ઘણા માનવી જીવોને જોતા અને પોતે પણ એ ઘડીની વાટ જોઈ રહેતા. પરંતુ સદ્ભાગી ચંદ્રમોહન એકનું આયુષ્ય કળીજગના ત્રણ માણસો જેટલું હતું. શહેર ધીમે ધીમે દુર્બળ થતું જતું લાગતું હતું. કાયદાકાનૂન, ન્યાય, પ્રામાણિકતા, પરમાર્થ, જાહેરસેવા, એ બધું નકામું થઈ પડ્યું હતું. વસિયતનામાં કરવાનાં રહેતાં નહિ. ગુનાઓની સંખ્યા ખાસ વધી ન હતી, પણ છડેચોક કરવામાં આવતા એટલું નવું હતું.

પણ ધીમે ધીમે સૌની ધીરજ ખૂટવા માંડી. પોતાની આગળ જો ભવિષ્યકાળ જ ન હોય તો ભૂતકાળનો બોજો માણસ પીઠ પર કેમ ઉપાડી શકે? મોટી લડાઈઓ થવા

માંડી, કેમકે કોઈ ધાન્ય ઉત્પન્ન કરવાની પરવા કરતું નહિ. હોય ત્યાંથી લૂંટી લાવતું. મોટી મોટી આગો થવા માંડી.

થોડાં વરસો પછી તો શહેર એક ખોટકાઈ ગયેલા ટાવર-કલોક જેવું થઈ રહ્યું. કોઈ હાલે કે ચાલે.

હાલતા ચાલતા હતા, આ બધું જોવા ને રોવા, એક સર ચંદ્રમોહન. તેમણે પોતાની લાંબી મીસીસીપી જેવડી જીવનરેખાને પુષ્કળ ભાંડી અને જિંદગીનો અંત કેમ લાવવો તેનો વિચાર કરી રહ્યા. જીવાત્માઓને જિંદગીમાં પ્રવેશતા અટકાવવામાં પોતે સફળ પ્રયોગવીર હતા, પણ મૃત્યુલોકમાં પોતાને પ્રવેશતા અટકાવનાર કોઈ હરીફ તત્ત્વ હશે એની એમને કલ્પના જ નહિ. એમને મૂંઝવણ તો એ થતી હતી કે મૃત જીવાત્માઓનો નિકાલ કરવામાં આવશે ત્યારે પોતે છેલ્લા હોવાથી પોતાનો વારો છેલ્લો આવશે. અને જિંદગી આમ ચાલ્યા જ કરે તો તો કેટલો મોડો વારો આવે ?

છેવટે કંટાળીને ગાડીના પાટા પર જઈને એ લંબાવી ગયા. અવાજનો અણસાર પણ આવ્યો. આંખો મીંચી દીધી. શાંતિ, જાણે ઘોર મૃત્યુની શાંતિ, વ્યાપી રહી. પણ એ શાંતિ બહુ લાંબી ચાલી. એકાએક એમને વિચાર આવ્યો કે, હા, ગાડી ચલાવનાર જ કોણ જીવતું છે કે ગાડી આવે. એમ વિચારતાં અત્યંત મનોવ્યથાથી અકળાઈને પગ પછાડવા લાગ્યા.

* * *

'ગાડી ચલાવનારા કોઈ નથી ત્યારે હું આ શેમાં બેસીને જઈ રહ્યો છું ?'

એવો અસ્પષ્ટ સવાલ પોતાને પૂછતો પૂછતો ચંદ્રમોહન જાગી ગયો ત્યારે એનો એક પગ પાટિયા પરથી નીચે લટકીને ફકીરના માથા પર અફળાયો હતો. ફકીરે કંઈજ બન્યું ન હોય તેમ ઊઠીને ચંદ્રમોહનના મોઢા પર એક અડબોથ ખેંચી કાઢી.

ચંદ્રમોહનને એ કોઈ સ્વજનના સ્નેહચુંબન જેવી લાગી. કેમકે એને ખાતરી થઈ કે આ દુનિયામાં એ એકલો ન હતો. કોઈ એને અડબોથ મારવાની પરવા કરનાર પણ હતું.

# શ્રાવણી મેળો

**અંબી** અને એની ગોઠણ સોનાં મેળામાં એક બે આંટા મારી આવી ફરી પાછાં ચગડોળમાં બેઠાં હતાં. કશે દીલ ગોઠતું નથી એમ કહીને અંબી સોનાંને અહીં ઘસડી લાવી હતી.

'તો દોડીને મેળે શીદ આવ્યાં, ગોઠતું નથી તો ?' સોનાંએ રીતસર ચીડવવાનું જ શરુ કર્યું.

'ચગડોળમાં બેસવા વળી.'

જવાબ ઉડાઉ હતો. ખરો જવાબ તો હતો એનો દીર્ઘ દબાવેલો નિઃશ્વાસ. અને સોનાંની સરત બહારની એ વાત ન હતી.

'તો હું કાંઈ રોજરોજ મેળે સાથે આવીને તારી જોડે ચગડોળમાં બેસવા નવરી નથી.' સોનાંએ તો ચગડોળમાં પોતાની જોડે બેસનારો બે મેળા ઉપર ગોતી કાઢેલો.

અંબી જરી મૌન રહી. અને પછી 'કોણ તારી જોડે બેઠું જ છે' કહી સોનાંની સામે પીઠ કરીને બેઠી. ચગડોળ

નીચેઉપર ઉપરનીચે ઘૂમવા માંડ્યો એટલે આજુબાજુના માનવસમુદાયના ખદબદતા ઉકરડા તરફ ઘૃણાથી જોતી રહી. પોતે એ ધરતીથી અલગ, એ ધરતીથી ઊંચે, જાણે કોઈ બીજા જ ગ્રહ ઉપર વસતી, એવું ચગડોળ પર હોવાથી એને લાગતું ન હોય.

સોનાંએ પોતાના ગુનાની માફી લાડની એક ચોંટીથી માગી જોઈ. પણ એમાં ન ફાવી એટલે થાકીને માત્ર વન-વધૂઓને જ વરી છે એવી ભરી ભરી હલકથી એણે ગાવું આરંભ્યું:

ઝોલો લાગ્યો ગોરીને રૂસણે.

કોણ રિસાયું છે કહેતીક અંબી સોનાંના કંઠમાં કંઠ પૂરવા લાગી. ભૂલી પણ ગઈ કે થોડીવાર પછી સોનાં તો ગાતી થંભી પણ ગઈ હતી ને પોતે એકલી જ ગાઈ રહી હતી. જાણ્યું ત્યારે પોતાના આખા ય વર્તનથી એવી તો શરમાઈ કે એકવાર એ ગાવાનું તો તરત જ પડતું મૂકત. એક...... એક......ઉપરની બેઠકમાંના પેલા કોઈનો પાવો ગીતની સાથે ને સાથે વાગતો હતો તેનો તાલ તૂટવાનો ડર ન હોત તો.

ગીત ચાલતું રહ્યું. પાવો ચગતો રહ્યો. ને ચગડોળ જ જાણે ચગડોળે ન ચડ્યો હોય એવું બની રહ્યું.

ત્રણ ડુંગરની વચાળમાં શ્રાવણના છેલ્લા રવિએ વરસોવરસ મેળો ભરાતો. ને વરસોવરસ, ડુંગરનાં દૂઝયાં સાવજચાખ્યાં પાણી પીનારા નવલોહિયા નવનવા વનકિશોરો એકલા મેળે આવતા ને એકલા પાછા જતા. વનકન્યાઓ ટોળેબંધ ચાલી

આવતી. લાવતી એક અણખોટ હૈયું અને તાજી વાદળીની માદક લાવણ્યમયી નિર્ભરતા. મેળામાં સૌ ગાતાં, નાચતાં ને મનનું માનવી મળી જાય એટલે એક બીજાનો હાથ ઝાલી રસ્તે પડતાં."

વનલોકને આથી જુદો કોઈ વિવાહવિધિ જડ્યો ન હતો. બે મહિના વરસાદ બરોબર પડ્યો હોય ને ખેતરોમાં બબ્બે ત્રણ ત્રણવાર નીંદામણ કરી લીધું એટલે પાક તૈયાર થાય ત્યાં લગીની નિરાંત. ધરતી લીલાણી, ને સાથે સાથે વન-બાલાઓની જીવન આશા પણ પલ્લવિત થઈ. ડુંગરો નવાં નવાણથી ગાજી ઊઠતા, ને કિશોરો પ્રણયનાં નવસ્પન્દન અનુભવતા નાચી રહેતા. દોડીને એક વહેળો અને એક નાનકડી નદી એકમેકને ભેટી પડી સમરસ થઈ ડુંગરની ધારે ધારે વહે જતાં ત્યાં એક મોટો અણડોળ પત્થર હતો. એની ચોમેર નાચકૂદ ને ગાનકિલ્લોલ કરતાં કરતાં જુગલજોડીઓ રચાઈ જતી. ન તો કોઈ પુરોહિતની જરૂર પડતી, ન મોટેરાંની છાયા આડી આવતી. યૌવનની નસેનસે શ્રાવણી પૂર દોડતાં; ભરપૂર અને મસ્ત. નીતરાં નહિ પણ મેલાંઘેલાં; સ્વસ્થ નહિ પણ હેલે ચડેલાં. શ્રાવણી મેળો ડહોળ્યાં દિલનો મેળો હતો.

દેવો આ ફેરે તો મેળે ગયા વગર રહેવાનો ન હતો. છેલ્લા બેત્રણ વરસથી એના ગોઠિયાઓ તો જવા માંડ્યા હતા અને કેટલાક તો અત્યારે મંડાઈ ગયા હતા અને મોટેરા જેવા પણ લાગતા હતા. દેવાના બાપને માથે ભારી રણ હતું. બાપુકાં ખેતરના શેઢાની બાબતમાં ઝઘડો લાગેલો. પાતે કચેરીએ ચઢી. એ તો શાહુકાર ભલું માણસ તે ખરે ટાંકણે બાંય

ઝાલી. થોડીક વીસોની હરફરથી એણે કાના તરારનાં વંશ પરંપરાનાં ખેતર અને બાપદાદાની શાખ સાચવી આપ્યાં એના દામ ચૂકવવા બાકી હતા તે કલદાર પૂરા ભરાય નહિ ત્યાં લગણ બાપને પડખેથી ખસી નીકળીને તરારોનો છેલ્લો કુળદીપક દેવો મેળો કરવા શી રીતે જાય? કાનો ને દેવો વરસોવરસ તન તોડીને ખેતરે મજૂરી કરતા, પણ જે કંઈ બચતું તે 'વિયાજડામાં ડૂલ' થઈ જતું. એમાં વચ્ચે એક વરસ દુકાળનું આવેલું. માંડ બે જણા આયખું ખેંચતા દેવાની મા ક્યારની ગામેતરું કરી ગઈ હતી.[1] એક બેન નાની હતી તેણે ત્રીજા શ્રાવણ પર મેળો કરેલો. દેવો બાપને ઘરડે ઘડપણ મજૂરી કરીને વાંકા વળી જતા આખું વરસ જોતો અને મેળો આવ્યે મૂંગો મૂંગો નસીબને નિંદી બેસી રહેતો. અને નાનતાનાં છોકરાં ગાતાં હોય તેમની સાથે હસવા કરતો ગાતો:

મારે પહેરવા નથી ઝૂલડી કે ની આઉં મેળામાં.

ચગડોળ બંધ રહ્યો ને માણસો નીચે ઉતરવા માંડ્યાં. દવો ન ઉતર્યો. ક્યાં એને નાચવા જવું હતું? ચગડોળના થોડા આંટા ખાઈ પાછા કોઈ બહુ ન જાણે એમ ખેતરે પહોંચી જવું હતું. એ એને પાવો વગાડતો રહ્યો. નીચેની બેઠકમાંનું ગીત પણ ચાલુ જ હતું. અંબીને ઢંઢોળીને સોનાંએ પૂછ્યું, જઈશું ને?

ક્યાં?–ગાતી અટકીને અંબી બોલી. ધરતી પર પાછાં જવાનું ક્યાંથી આ આવ્યું એવી સ્પષ્ટ મુંઝવણથી.

1 મરી ગઈ હતી.

જવાબ આપવા રહ્યા વગર સોનાં તો નીચે ઉતરવા જ માંડી. લે હું પૈસો આપીશ આ ફેરાનો એમ કહી અંબીએ એને ખેંચી રાખી. 'મોટી પૈસાવાળી!' એમ બોલી એને ચીડવવા સોનાં ફરી ખોટું ખોટું ઉતરવાનું કરે છે. ને પૈસો ઊઘરાવનારાને જલદી પતાવવા અંબી પોતાની નાની પોટલી ફેંદતી ફેંદતી કહે છે. 'પૈસાવાળી નહિ ત્યારે? અંબી કાંઈ કોઈના જણ્યા પર જીવવાની ઓછી છે?'

ત્યાં તો ઉપરથી એક બેઆની આવતી અંબીના ખોળામાં પડી. પૈસા તો સોનાંએ આપી પણ દીધા હતા. એમની બેઠક નીચેથી થોડી ઊંચે પણ ચડી ગઈ હતી. સોનાંએ બેઆની ઉપાડીને મોઢામાં સંતાડી દીધી ત્યારે ક્ષણ પહેલાં જ બતાવેલી ખુમારી ભૂલી જઈને અંબીએ એ કઢાવવા કંઈનું કંઈ કર્યું. મળી ત્યારે હથેળીમાં રાખી ગાલ પર દબાવીને બોલી, 'જોને બેઆની સેરવી પણ પાવામાં જરીકે ભૂલ પડવા દીધી છે?'

'અરે ગાંડી, તેં માન્યું કે એણે,' ઉપર આંગળી કરી સોનાં બોલી, 'એણે બેઆની નાખી? જોતી નથી એની તો બેય હાથની આંગળીઓ પાવા પર છે?'

'મારે પણ આંખો છે' એમ કહી સોનાંની આંખો બે હાથ વડે દબાવી અંબીએ ઊંચે જોયું. દેવાની બેઠકમાંનો કોઈ નાનો તોફાનિયો આ નવી જ જાતની વીજળીના ઝબકારાથી પલક માટે આંખ મીંચી ગયો.

સોનાં આંખો પરથી હાથ છોડાવી લાડપૂર્વક ફરિયાદ કરતી હતી, 'આપણે હવે તારી જોડે મેળે આવવાનાં નથી.'

'આપણે પણ આવવાનાં નથી.'

'ન આવવું પડે તો સારું.'

પણ સોનાંનું પૂરું સાંભળ્યા વિના જ અંબીએ ચગડોળની સાથે ગાવું શરુ કર્યું:

અમે ગ્યાંતાં શાવણને મેળે, કુવેલડી બોલે સે.

અંબી ગાવા માંડે ત્યારે એને સાંભળવાની લાલચમાં સોનાં પોતે ગાવાનું ભૂલી જતી. અંબીના કંઠમાંથી અને દેવાના પાવામાંથી એકરસ અવાજ આવતો હતો. સાંભળીને સોનાં મલક મલક થઈ રહી.

ચગડોળ ફરતો થંભ્યો. પાવાવાળો નીચે ઉતર્યો. સોનાં બોલી, 'શાદને ઉતરે છે? લે આ ફેરાનો પૈસો હું આપીશ.' અંબી તો ક્યારની ભોંય પર ઉતરી પણ ગઈ છે, બેઠેલાં માણસો ઉતરતાં જાય છે ને નવાં બેસતાં જાય છે. એ વખતે મોટો તોતિંગ ચગડોળ થાકીને હાંફતો જાણે ધીરો ધીરો ચાલે છે. પણ આ ધરતીને શું થયું છે? ધરતી શેની ચાકડાની માફક ઘમ્મરઘમ્મર ફરી રહી છે? આમ આખી વેળા ચગડોળમાં બેસી રહેતાં કંઈ ન થાય એવી અંબી અસ્થિર પગલે બોલી, 'સોનાં, મને ફેર ચડે છે! અને સોનાં ઉતરીને પડખે ઊભી હતી એની સામું જોયા પણ સિવાય, એની આગળ પેલો પાવાવાળો હતો એના ખભા પર હાથ ટેકવી જરી સ્થિર ઊભી.

પાવાવાળાએ પડખે જોયું. જોઈ જ રહ્યો.

'અંબીને સંભાળજે. પારેવા જેવી છે.'

સોનાંએ ભાળવણી કરી.

'જીવ સમાણી જ તો.' દેવો અંબીને લઈ પોતે શું કરી રહ્યો છે તે જાણી શકે તે પહેલાં ચાલવા પણ મંડ્યો.

અંબીએ સહજ પાછળ જોયું. જરી થંભીઃ સોનાં ને બંને મૂંગાંમૂંગાં ભેટી રહ્યાં.

'મળીશું વળી કોકવાર મેળે.' દેવો એક આટલું સોનાં તરફ જોઈ બોલ્યો.

'હવે તે કોણ મેળે આવવાનું છે? સોનાં, મારે ઘેર નહિ આવવાની કે?' અંબી બોલતી હતી અને સોનાં એનાં પોપચાં પાલવ વડે લૂછતી હતી. 'અમે એકવાર ઘર બરોબર થાળે પાડીને તને લેવા આવીશું.' અંબી સોનાંને નાની બાળકીને પટાવવાની ન હોય એમ કોડેકોડે કહેતી હતી.

મેળો ભરચક જામ્યો હતો. માનવી સુમારવાનું હતું. દૂરદૂરનાં સંબંધી કે ભાઈબંધ મળી જતાં તો ભરમેળામાં પણ એકમેકને ભેટ્યા વગર ડગલું આગળ ન વધતાં. આદમીઓ કામઠા–તલવારવાળો હાથ આડો રાખી એકહાથે સ્ત્રીઓને ભેટતા. પોતાની બોલીમાં ટૂંકા પ્રશ્નોથી જાપ્તા (સલામતી)ના સમાચાર પૂછી આગળ જતા, કંઈ વેચવા ખરીદવાનું હોય તો તેય પતાવી દેતા.

બીજી બાજુ ઊગમણી મેરના પેલા મોટા પત્થરની–જેને કોઈ દેવ તો કોઈ રાક્ષસ (કારણ કે એને નામે કેટલાક મેલા વિધિઓ પણ થતા) તો કોઈ વનવીર કહેતા એની—આસ-પાસ ગાવા નાચવાની ત્રમઝૂટ બોલતી હતી. અધખીલ્યાં રૂપને તરેહતરેહની માળાઓ વડે અને બોરગૂંથ્યા માથા પરથી

ફરકતી છુટ્ટી ઓઢણી વડે ઢાંકતી–ન–ઢાંકતી વનબાલાઓ પગના મસ્ત ઠેકાથી નાચતી હતી. મેઘગર્જના સાથે પર્વતની ઝાંઝરીઓનો કલનાદ ભળે એવો એમનો મીઠો કંઠ જુવાનિયાઓના વીરત્વઘેરા અવાજ સાથે ભળતો હતો. ભૂમિતિના સુરેખ વર્તુલ આકારમાં નહિ, પણ શ્રાવણી ઘોડાપૂરનાં અફાટ મોજાંની ગતિએ જરી આગળ ધપતાં જરી પાછાં નમતાં એમ સૌ નાચતાં હતાં. એકબીજાથી ગંઠાવાનું નક્કી કર્યા પછી પણ ઉલ્લાસી જોડાંઓ યૌવનના એ નિર્દંભ નિર્બંધ નૃત્યમાં બને એટલું ઘૂમી લેતાં. મોટાંઓ જોઈને જોબન સંભારતાં, નાનાંઓ ઝટઝટ મોટાં થવા મન કરતાં.

અંબીદેવો દૂરથી જ એ મંગલદૃશ્ય આંખો ભરીને જોઈ લઈ જરી હાટડીઓમાં ફેરો લગાવી રસ્તે વળ્યાં. એમને નાચવામાં શી બાકી હતી? ધરતીથી યે અદ્ધર આકાશમાં એ તો રમણે ચડેલાં.

જો કે તોયે સહજ સ્ત્રીસ્વભાવ પ્રમાણે અંબીએ તો એકવાર સૂચના કરી જોઈ હતી કે જતાં જતાં સૌ ભેગાં જરી ગાતાં જઈએ.

‘જો ભાઈ, તારે ગાઈને બીજા કોઈને વળી ગાંડો કરવો હતો તો મને ચગડોળે શીદ ફેરવ્યો?’

અને દેવો આગળ થયો.

પાછળ, દૂર હેલે ચડેલા જોબનપૂરનો ઘૂઘવાટ સંભળાતો હતો:

ગાણું અધૂરું મેલ્ય મા,
’લ્યા વાલમા,
ગાણું અધૂરું મેલ્ય મા’

હૈયે આયેલું પાછું ઠેલ્ય મા,
'લ્યા વાલમા,
હોઠે આયેલું પાછું ઠેલ્ય મા.
ગાણું અધૂરું૦

વેપારીઓનાં નસીબ સારાં તે દિવસ કોરો હતો. દિવસ થોડો નમ્યે, આછી ઝરમર શરુ થઈ. અંબીદેવો ચારેક ખેતરવા છેટે ગયાં હશે ત્યાં વરસાદે જરી જોર પકડયું. એક ઝાડનીચે બંને થોડીવાર જઈને ઊભાં. દેવો ઊભોઊભો, અંબી ગાય એવી એની જોડે સરત કરીને, બેય પાવા લહેરથી જરી ડોલતો ડોલતો બજાવતો હતો. પણ અંબી તો ચૂપચાપ એના ગીત ઘૂંટતા ગળામાં હાથ ભેરવી એના બેસતા ઉપસતા ગાલના ચાળા પાડતી હતી. બે પાવામાંથી ગીત એકસૂરીલું આવતું હતું એમ અંબી દેવાનાં બે હૈયાંમાં એક જ રસ ઘોળાતો હતો.

એ જ વખતે છત્રી ઓઢીને કોઈ પાઘડીવાળો બોજાથી નમી પડતા એક ટટ્ટુ પર બેસીને રસ્તા પર આવતો હતો. એણે આંખ ઝીણી કરીને ઝરમરતા વરસાદની આરપાર ઝાડ તળેનું દશ્ય ધરાઈને એકવાર તો જોઈ લીધું ને કંઈ જોયું જાણ્યું ન હોય એમ છત્રી મોઢા આગળ નીચી નમાવીને મનથી જ બોલ્યો, 'હં, એમ કે?'

દેવો વગાડવું બંધ કરી અંબીના ચાળા પાડતા ફુલેલા મોઢા પર ધીમેશથી પાવા અડાડી એને વધુ સજા કરવાની તૈયારીમાં હતો ત્યાં એને કાને કંઈ ધબકારાનો અવાજ આવ્યો.

ચોંકીને આડુંઅવળું જુએ છે તો રસ્તા પર થઈને ટટ્ટુ

ઉપર વેપારી જેવું કોઈ જતું હતું. ઓળખવામાં એને મુશ્કેલી પડી નહિ. એના ધીરનારનું જ એ ટટ્ટુ હોઈ શકે. ગયા ઉનાળામાં એનાસ્તો પૂંછડાના શેઠે ચમરી ગુંથાવવા માટે દેવા પાસે વાળ કપાવેલા.

થોડાં જ ડગલાં છેટે પોતાની પડખે થઈને શેઠ પસાર થયા હશે, પણ અંબી આડે દેવો એને શેનો જુએ?

'કોણ છે એ?' ટટ્ટુ થોભાવીને એ બોલ્યા, અને જવાબની રાહ જોયા વગર હુકમ કરવા જ ટેવાયેલો હોય એવા અવાજથી કહ્યું, 'આ જરી પડી ગયું છે તે આપ ને જરી.'

અંબી જતી તો હતી. પણ એને વારીને દેવો આપવા ગયો. એને જોઈને 'કોણ દેવો કે?' એટલું અજાણ્યા થઈને શેઠ બોલ્યા.

છોકરાઓને દુકાન સોંપી પાછા ફરતાં રસ્તામાં ચડચે ઘોડે છેલછેલ્લું કોઈ ઓળખીતા ગરજુ પાસેથી પડાવેલું ખજુરીના વાણનું પિલ્લું હાથમાં છૂટું પકડેલું હતું. તે એમણે જાણી જોઈને જ—પથરાળ રસ્તો એટલે બગડવાનો જરીકે ડર ન હોઈ—દેવાનું અચ્ચાનું લગીર ધ્યાન ખેંચવા નીચે પડવા દીધું હતું. દેવો પિલ્લું આપવા જાય છે ત્યાં ઝાડ તરફ નજર કરીને બોલ્યા, 'કેમ ચાર હાથ કરી દીધા એટલામાં?'

દેવો આચાર પ્રમાણે જેશીકિસ્ના (જયશ્રીકૃષ્ણ) કરીને સ્મિતપૂર્વક બોલ્યો, "કેમ વીરચનકાકા, 'એટલામાં'? હું તો તમારા જગુસમાણો થાઉં."

એમ કહી એણે પોતાનો કેસ વ્યાજબી છે એમ આડકતરી રીતે સૂચન કર્યું. જગુ વીરચંદ શેઠનો સૌથી મોટો દીકરો.

તે પછીના ગોપાલના, અને તેની કેડેના નાનુના ય તે ઓણુ વૈશાખમાં, વિવાહ થઈ ગયા હતા. શેઠ પોતાને મૂળને ગામ સાથે ચોકિયાત લઈ ગયેલા એમાં દેવો પણ કયાં નહોતો ગયો ?

'હા. પણ જગુનો બાપ કાના તરારની પેઠે દીકરાને કૂવાનાં પાણી સામે આખું વરસ તાકીને બેસી રહેવા દેતો નથી તો ! તમે બે જણાથી તો કંઈ વળ્યું નહિ ને હવે તું તારુ આગવું કરીને ઊભો રહ્યો, ત્યાં ડોસો બિચારો એકલો કયાંથી દેવાં ભરવાનો હતો, ને બાપદાદાનાં ખેતરાં રાખવાનો હતો ? એ તો ચડી ગયાં ચોપડે કયારનાં.'

સાંભળ્યું ત્યાં દેવાનાં હાડકાંની અંદર એક ધ્રુજારી પસાર થઈ ગઈ. 'દેવું કંઈ અમારે જ એક નવાઈનું ઓછું છે ?' એટલું જરી હસવા કરતો બોલ્યો.

'ના, ભાઈ, ના. તારે તે દેવું જ કયાં છે, લખેશરીને ? હું તો બિચારા કાનાતરારની વાત કરું છું. હું એક ઓળખું છું કાનાને ને બીજાં ઓળખું છું ખેતરાંને. જા, ભાઈ, જા. તારે મારે શું લાગે વળગે ?'

આટલું બોલતાં બોલતાં શેઠે ટટ્ટુને સોટીથી ચમકારીને આગળ ચલાવ્યું હતું. વાત કરવા પૂરતું જરી પોતે થોભે એટલું માન પામવા માટે દેવો હજી એમને મન નાનો હતો. દેવો ટટ્ટુ સાથે ઘસડાતો ઘસડાતો—ટટ્ટુ ઉતાવળું ચાલતું હતું તેથી નહિ પણ એ પાછળથી વડ તરફ ખેંચાતો હતો તેથી— શેઠ કહે તે સાંભળતો હતો. એને થયું કે શેઠે આખાંદ ખેતરાં ઝડપ્યાં. એનું મગજ એ વિચારે ચકરાવા લાગ્યું.

'ને જગુ–ગોપાળના ચાળા પાડવા તો જાણે જવા દે, પણ તારાથી એક અમથા નાનુંનું કર્યું ય તે થવાનું હતું 'લ્યા?' શેઠ તિરસ્કારથી, દેવાની સામું પણ જોયા વિના, બોલતા હતા, 'એ નાનુ તો મારો આ આખો મેળો ફેરવે છે મેળો. ને તેં શું કર્યું, દેવા? તેં તો ઊઠીને તારા સગા બાપના બે હાથ ભાંગી નાખ્યા.' બોલીને શેઠે પોતાની ને દેવાની આડે, વરસાદ બંધ છતાં ઝાપટથી બચવા ધરી હોય એમ છત્રી ધરી.

હતો ત્યાં એકાએક રોપાઈ જઈને દેવો બોલ્યો, 'એમ કેમ બોલો છો, વીરચન શેઠ?' એ સવાલ કરવા બેસે એવી એના મગજની સ્થિતિ ન હતી. નીચેથી એક દસશેરિયો ઉપાડીને જ વાત કરત. પણ તેજ વખતે 'એને લીધેસ્તો' એમ બોલવાને બદલે શેઠે સોટીથી વડ તરફ ઈસારો કર્યો. દેવો અંબીને ઘડી પણ એકલી પાડી એ માટે પોતાને મનમાં શાપ આપતો આપતો વડ તરફ વળ્યો.

માંડ બે–ત્રણ વીસો ડગલાં છેટે એ ગયો હશે. પણ એટલું અંતર કાપતાં તો એના આત્મા પર ડુંગર તોળાતા હોય એટલો ભાર એને લાગવા માંડ્યો. એને થયું કે શેઠ શુંનું શું કરી મૂકશે. પૈસા ધીરેલા ત્યારે નાનકડો દેવો બાપની જોડે જોડે ક્યાં નહોતો ગયો? કાના તરારે છાતી ફુલાવીને, ત્યારે કેવી બડાશ મારેલી કે તરારોની ભૂઈ (ભૂમિ) તરાર નહિ રાખે તો કોણ રાખશે. શેઠે તો ખાસું કહેલું કે ડોસા તમને તો હવે વરસે થયાં, ઝઘડાનાં ખોટાં ખરચ શીદ કરો છો? ત્યારે કાના તરારે દીકરા સામે આંખ ભરીને જોઈ લઈ જે કહેલું તે દેવો ભૂલ્યો ન હતો. હજી તો, શેઠ, આ દેવો બચ્ચું છે. પણ બચ્ચું બચ્ચું પણ તરારનું બચ્ચું છે, હોં! હજી ધાવ્યુંચાવ્યું એનું પેટમાં છે. ચપટી

વગાડતાંમાં તમારું બધું ભરી દેશે: હવે તો એ ખેતરાં પાછાં પામશું ત્યારે જંપશું. ને તમારા પૈસા ? શેઠ, એ પાછા દીધા પહેલાં હું મરવાનું તે ટોલ્લે ચડાવી રાખીશ, ને મારો આ રંગીલો નાનકડો તરાર મેળા સામે પીઠ કરી મજુરીએ મચ્યો રહેશે...દેવાની સામે આવાં અનેક દશ્યો ને ભાષણો તરવરી રહ્યાં. પોતે તન તોડીને મજુરી કરતો પણ હતો. શેઠના નાનુની જાનને રખવાળે ફાંકડો બની ઠણીને જનાર દેવો કોઈવાર વૈશાખ મહિનાની શરણાઈ વાગતી સાંભળી કૂવાકાંઠે બેઠેબેઠો પાણી ભણી તાકી યે રહેતો હોય તો નવાઈ નહિ. પણ આજે એ કાંઈ મેળો કરવા માટે મુદ્દામ ઓછો આવ્યો હતો ? ને આવ્યો હોય તો યે શું ? શેઠે પોતાના, દેવાથી ચારચાર છછ વરસ નાના દીકરાને ચાર હાથ કરાવેલા તોયે એમના પોતાના હાથ તો ઊલટા મજબૂત થતા હતા. અત્યારે છોકરાઓને મેળો સોંપી વેળા છતા એ ઘેર પાછા જતા હતા. અને દેવાને પરણ્યે કાના તરારના હાથ જૂઠા કેમ પડવાના હતા, ભલા ? પડવાના હતા એ વાતે સાચી. દેવો ને અંબી પોતાનું જ ભાંડ પૂરું કરી શકવાનાં. અંબીના સગાઓ દીકરી પેટે કંઈ દાપું પડાવવાના કે નહિ એનું કંઈ કહેવાય નહિ. શેઠ તો રોકડું માથામાં વાગે એવું પરખાવવાના કે કાના તરાર, તમારાથી દેવું આ ભવે વળાવાનું નહીં. ખેતરાં આટઆટલી ગુજર્યા પછી શેઠને ચોપડે ચડી જવાનાં ને જવાનાં. બેય જણા કામ તો બળદિયા બનીને કરતા હતા તોય એમ કેમ, ભલા ?...દેવાનું મગજ આ ફૂટ પ્રશ્નનો શાસ્ત્રીય ઉકેલ ઓછો આપી શકવાનું હતું ?

એ એને અંબીને પડખે જઈને ઊભો.

'કોણ હતું એ રંગમાં ભંગ પાડવાવાળું ?' કહી અંબી

દેવાની આંખોમાં પોતાની આંખો સમાવી એનું સાટું વાળવા કરે છે ત્યાં દેવાએ વાટ તરફ મોઢું ફેરવી લીધું ને હસીને બોલ્યો, 'હં. એ તે શું ભંગ પાડવાવાળો હતો ?'

વરસાદ બંધ હતો. રસ્તો માણસોથી વહેતો થયો હતો. માત્ર આકાશને એક ખૂણે વાદળ ઘેરાતાં હતાં.

'ચાલ. આપણે હીંડશું ને હવે? કેટલે જવાનું છે ?' પૂછીને અંબી હસી પડી. 'અરે, મેં તો હજી તારા ગામનું સુદ્ધાં નામ પૂછ્યું નથી.'

'મારું જ ક્યાં પૂછ્યું છે ?'

'તું તો આ ઊભો. નામને મારે શું કરવું છે ? પણ ગામ કેટલે છેટે એ જાણવાનું પણ ન સૂઝ્યું! સોનાં મને ઘેલી કહેતી તે અમથી નહિ.'

'ગામ તે કેટલે બધે દૂર છે ?' દેવો બોલ્યો. 'અરે ગાંડી, પેલા મારા શેઠનું મુડદાલ ટટ્ટુ તે દીવા વખત પહેલાં પહોંચી જશે તો આપણે તે શા ભવ જવાના હતા ?' પણ આ ખબર એણે અંબી કરતાં પોતાની જાતને જ જાણે ન આપી હોય એમ ચમકી ઊઠ્યો.

'તારો શેઠ કે' અંબી એને પૂછતી હતી. 'તો મને કેમ પિલ્લું આપવા જવા દીધી નહિ? એ બહાને જેશિ-ક્રિશ્ના થાત.'

દેવાને પણ થયું કે એ આપવા ગઈ હોત તો સારું. તો અત્યારે એનું માથું ધમ્મર ધમ્મર વલોવાતું હતું તે વેળા ન આવી હોત. છાતી મજબૂત કરીને જરી હસીને બોલ્યો, 'તો બિચારા શેઠ જરી મેળાનું કામ મને સોંપતા ગયા તે તારી આગળ ઓછા કહેવાના હતા? દેવો વાત જોડી કાઢવાની પોતાની શક્તિ પર જરી મલકાયો પણ ખરો. 'બહુ ભલો જીવ હોં કે!'

'શું કામ સોંપતા ગયા છે વળી? આપણે તો કંઈ એવું કામબામ કરવાનાં નથી.' કોડિલી અંબી લાડભર્યા અવાજે બોલી.

દેવાને શેઠનું વાક્ય યાદ આવ્યું: 'તેં તો તારા બાપના એ હાથ ભાંગી નાખ્યા.' શેઠે વડ તરફ કરેલી સોટી પણ એણે આંખ આગળ જોઈ. પણ હસીને એ બોલ્યો, 'સોનાં કહે છે તેમ ખરેખર ઘેલી જ હોં કે. બાપડા શેઠ કેટલી તારી તો શાબાશી બોલતા હતા! એક જોઈ છે ફક્ત એમાં તો! કેટલો આપણા પર એમનો હેત-ભાવ છે? કેટલું તો મને ટટ્ટુ સાથે ચલાવ્યો ને પૂછ્યાં કર્યું?'

'પણ શું છે એ તો કહેતો નથી.'

'પલંગના રંગીન પાયા ખરાદીની દુકાને જ રહી ગયા તે એમના દીકરાને દુકાન પર પહોંચતા કરવાના. એટલું.'

'તો તો એક સરત.' અંબી એકદમ ખૂશ થઈ જઇને બોલી. 'આપણે એ વેચાતા લઇ લઇશું. શેઠ તો આપણા જ છે ને?' બોલીને ડાબા હાથમાંની બચકી એણે જમણા હાથમાં લીધી.

દેવો 'વાહ રે!' એટલું ધીમા નિઃશ્વાસ સાથે બોલ્યો.

'કેમ?' અંબીએ એની સામે જોયું.

'મને થાય છે કે તું રાજદરબારમાં જનમી હોત તો સારું.' દેવો એની સામે જોઈ રહ્યો. પોતાને માટે એ નિર્માઈ ન જ હોય એવી નજરથી.

એને હેતથી ધક્કો લગાવીને અંબી બોલી, 'તો તો મારા આ લાડકાને ગોતી કાઢવામાં મને શીશી વખત પડત!'

'ના, ના. કહું છું. કોઈ રાજકુમારને પરણી હોત તો

કેવું ? તને એ અછોઅછો વાનાં કરત.' દેવો ખરેખર ગંભીર બનીને બોલતો હતો. 'મારી પાસેથી તો તને શું મળશે?'

'રાજકુમાર મને શું કરી દેવાનો હતો ? હું કાંઈ એનું આપ્યું લઉં એવી ઓછી છું ?' કહીને એણે હાથમાંની બચકી છાતીએ લગાવી. બોલી, 'આ અંબી કંઈ બીજાને ખોબે પાણી પીતી નથી.'

દેવો હસવા કરતો બોલ્યો, 'એ બધી લઢવાડ તો પછી છે ને ?'

'હા. આપણે લઈ તો આવીએ એકવાર,' કહીને અંબી જ આગળ થઈ. એણે દેવા સામું જોયું અને બોલી, 'કેમ એટલામાં પાવા વગાડવાનું તો તું ભૂલીયે ગયો કે ? વાહ! આવા જ બધા છોકરા મેળે આવે છે કે?'

દેવાએ બે હાથે પાવા વગાડવા શરુ કર્યા. આખું વાતાવરણ સંગીતથી ધોવાઈ ઉજળું ઉજળું ભાસવા લાગ્યું. શ્રાવણનાં સરવડાં પછીનો મધુરો તડકો વાદળનાં બાકોરાંમાંથી અરધો અરધો ઘડી રેલાઈને, ઘડી ભૂંસાઈને ને વળી પાછો રેલાઈને ઉલ્લાસમય પ્રકાશની ક્ષણિકતા જાણે કે દર્શાવતો હતો.

દેવાએ એ સાંજે પાવા વગાડ્યા છે એવા ભાગ્યે જ કોઈએ ક્યારે ય વગાડ્યા હશે. સુખી લોકોએ પાવા વગાડ્યા હશે. દુખિયાઓએ પણ વગાડ્યા હશે. પણ એક પાવામાં ઉલ્લાસ અને બીજામાં કરુણતા આજે દેવો રેડતો હતો એનું રસાયણ તો અપૂર્વ જ હતું. આજે એના જીવનની પહેલી ભરી ભરી ક્ષણ હતી. એ ટકવાની નથી એ ખાતરી પણ

એના મનને પાકી હતી. હતો એટલો જીવ ઓગાળીને પાવા વાટે એ અત્યારે રેડતો હતો.

ને અંબી, પાવાઘેલી અંબી? કોઈ તળાવડાને કાંઠડે ટેકરી પર નાનકડું પોતાનું ઝૂંપડું છે, ચોપાસ ખેતરો મોલથી લળી રહ્યાં છે, પોતે ખેતરથી કામ કરીને થાકીપાકી ઘેર આવે છે, નાનાં નાનાં ભૂલકાં એને હેત ભર્યાં વીંટળાઈ વળે છે, ને પેલું સૌથી નાનું તો એને જરી શ્વાસ પણ ખાવા દીધા સિવાય કોટે આવતું બાઝી પડે છે.........આવું આવું ચિત્ર એ પોતાના લોહીના અણુઅણુમાં રમતું જોઈ રહી, ગવાતું સાંભળી રહી. કોઈ નવી જ આશાથી ફરકી રહી.

પેલા તોતિંગ ચગડોળ કને આવ્યાં ત્યારે દેવો પાવા જરી થંભાવીને બોલ્યો, 'આવ્યાં છીએ ત્યારે બેસતાં જઈએ ફરીવાર.'

'હા. હું તે કાંઈ ગાંડી થઈ ગઈ છું કે શું? ભૂલી જ ગઈ કે આપણે ચગડોળે એકેવાર જોડે તો બેઠાં જ નથી.'

બેઠા પછી અંબી બોલી, 'આ વખતે તો હું પાવા વગાડવાની,' પાવા લેતાં એણે બચકી દેવાને સાચવવા આપી. ચગડોળ ચગ્યો એટલે એણે વગાડવા પ્રયત્ન કરી જોયો. પણ ફાવી નહિ એટલે 'કેમ એટલામાં પાવા ઢંગ વગરના થઈ બેઠા?' કહી મુંઝાઈને દેવાની સામું જોવા લાગી. આત્યંતિક સુખની લાગણીમાં દેવો મૂંગોમૂંગો બેસી રહ્યો હતો. એના ચહેરા પર પ્રેમ, હોલવાતાં પહેલાં દીવો કરે છે તેમ, ભરપૂર પ્રકાશી રહ્યો હતો. એ પ્રકાશથી અંજાતી અંબીની આંખો, ચગડોળના અનેક આંચકામાંથી એક સાચવી લઈને દેવાએ ચૂમી લીધી. દુનિયાથી અદ્ધર ક્યાંઈ બંને

જણાં ઊડી રહ્યાં હતાં. નહોતું પાવા વગાડવાનું કોઈને સૂઝતું. નહોતું ગાવાનું સાંભરતું. ચગડોળ ભરપૂર ઘૂમતો હતો. ચોમેર મેળો ચગ્યે જતો હતો. અહીં અંબી અને દેવો બધા કોલાહલોથી અલિપ્ત બેઠાં હતાં; અર્ધજાગ્રત, અર્ધસ્વપ્નિત. માત્ર વચ્ચે વચ્ચે કોકવાર ચગડોળના આંચકાઓ વચ્ચે બંનેનાં અશબ્દ મુખ એકમેકથી મૂંગી વાત કરી લેતાં.

નીચે ઉતર્યાં ને દુકાનો ભણી વળ્યાં. અંબી એની જોડે એ વેળાએ ચાલતી હતી એ જોવા જેવું દૃશ્ય હતું. પહેલાંની અંબી ક્યાં ને આ ક્યાં? વારેવડીએ ડગલું સાચવી લેવા દેવાને ખભે હાથ ટેકવતી અંબી અનેક સ્વપ્નાં અને અગણ્ય આશાઓથી પલ્લવિત થતી હતી. ઊંચો સુડોલ એનો બાંધો શ્રાવણના પ્રફુલ્લ સાગની પેઠે ઝળાંઝળાં થતો હતો. એક જુવાનની પડખે હાથમાં બે પાવા લઈ નવી જ ભભકથી ચાલતી અંબી જંઈજંઈનું જોખનાર બિચારા દુકાનદારોનું સુદ્ધાં ધ્યાન ખેંચતી હતી. એની ડોકની મરોડમાં અખૂટ આત્મવિશ્વાસ હતો. આંખમાં આશાનું સાફલ્ય હતું. અંગેઅંગમાં ભવિષ્ય પર માલિકી મળવાથી ઉપજતી ખુમારી હતી. કેમ ન હોય? સોનાંને એક બાદ કરતાં એને દુનિયામાં એક—ઘડી—પહેલાં સુધીમાં કોણ હતું? અને અત્યારે?, અત્યારે તો દેવાની પડખે આખી દુનિયાની એ માલિક છે. અને એને સોનાં સિવાય વહાલ પણ કોણે કરેલું? બાપ તો એની સાંભરમાં પણ ન હતો. મા બે વરસ પહેલાં મૃત્યુ પામેલી. ચૈત્ર વૈશાખની મજુરીઓ વચ્ચે એને છાંયો દેનારી લીલી લીમડી હોય તો તે એક સોનાં. એને જીવાડી રાખનારું કોઈ હોય તો તે સોનાં જ. એના અભિમાની સ્વભાવને પણ સોનાં

વિના બીજું કોણ જાળવી લેનાર હતું ? અંબી ઘાસ લાકડાંના ભારા વેચે. ખેતરે ચણતરે કામ પર જાય. સોનાંના રોટલાની કોરને કદી અડે નહિ. સોનાંની સોબતમાં એના હાથમાં બીજાં લોકના પ્રમાણમાં બચત પણ ઠીક એકઠી થઈ હતી.

પણ આ નવા માનવીની સોબતમાં ? અત્યારે તો અંબીના ઘડી પહેલાંના ખાલીખાલી બાઓચિયા જેવા હૈયામાં આભમાં ચે ન માય એવડો મહેરામણ ઉછળી રહ્યો હતો. જીવન એને ભર્યું ભર્યું લાગતું હતું. ઉણપ જેવી ચીજ હવે એ જાણતી ન હતી. સ્વાશ્રયી અને મહેનતુ અંબી આજ સુધી કોઈ પણ એક વ્યક્તિની ઓશિયાળી ન હતી ને છતાં જાણે સારી દુનિયાની ઓશિયાળી હતી. ને અત્યારે ? અત્યારે તો આખી દુનિયાની એ માલિક હતી.

દુકાનો આવી ત્યાં પહેલી જ દુકાનથી, અરે આ તો લેવાનું જ રહી ગયું હતું, પેલા વગર તો ઘડીએ ઘર નહિ ચાલે ને આટલું તો ઉપાડતાં જ જઈએ એમ યાદ કરી કરીને, લેવાની ચીજો ગણાવી ગણાવીને ભાવતાલ જ સીધી પૂછવા માંડી.

'હવે એ તો બધો મેળો આખો લઈ જઈશું પછીથી. મારે તો તું આવે એટલે આખો મેળો આવ્યો.' બોલાતા શબ્દોને તરત જ ભૂલી જવા કરતો દેવો આગ્રહ કરવા લાગ્યો, 'લે આ નવી ભાતની બંગડી એ લઈ લે એટલે આપણું એનું ય મન રાજી.'

અંબી બંગડીઓ તપાસવા લાગી. દેવો એની નમણી મૂર્તિ પરથી પરાણે મીટ ખસેડી આજુબાજુ અટળામણથી

જોતો. અંબીએ એકવાર એને એમ ચોમેર જોતો પકડ્યો અને પોતે પણ એના ચાળા પાડવા 'કોઈને ગોતે છે?' કરી ડોક ફેરવીને જોયું. 'અરે, સોનાં જ તો!' કહેતી, 'બોલાવું. અમે એ સાથે પહેરીએ' કરતી દેવાના હાથમાંના પાવા લઈ તીરની પેઠે મેળામાં માર્ગ કરતી સોનાં તરફ દોડી.

સોનાંના મોઢા પર પાવા અડાડી અંબી એની આગળ નવી આંખો ચમકાવતી ઊભી રહી. સોનાં એને જોઈ જરી નવાઈ પામી. પણ પોતાની સુખી ગોઠણની એકવાર ઠેકડી તો એણે કરી જ લીધી: 'તું તો ઘેલી પાવાને જ પરણી લાગે છે કે શું? તમને ગમે પણ અમને વાગ્યું એનું શું?' કહીને વાગ્યાને ઠેકાણે પંપાળી રહી.

દેવાના હૈયામાં પેલું નૃત્યગીત મેઘગર્જના જેવું ગાજતું હતું:

હેયે આયેલું પાછું ઠેલ્ય મા
'લ્યા વાલમા
હોઠે આયેલું પાછું ઠેલ્ય મા.
આણું અધૂરૂં મેલ્ય મા
'લ્યા વાલમા
આણું અધૂરૂં મેલ્ય મા.

---

રસ્તે એકવાર ચગડોળ તરફ શૂન્ય નજરે જોઈ લીધું એ જ. બાકી ઊંધું ઘાલીને પાણીના રેલાની માફક એ ચાલ્યો જતો હતો. પેલું મુડદાલ ટટ્ટુ ગામ પહોંચી જાય તે પહેલાં તો પોતે પહોંચવું જોઈએ જ. ટટ્ટુનો અસવાર જઈને કાના તરાર આગળ વધામણી ખાય ને ખખડી ગયેલા

ડોસાના જીવતરને ધૂળભેગું કરવા જાય ત્યાં જ ઘરની અંદરથી ખડખડાટ અટ્ટહાસ્ય કરતા બહાર આવવું એટલી અત્યારે દેવાની, જો કંઈ હોય તો, મહેચ્છા હતી.

ચપોચપ પગ ઊપાડતો એ ચાલતો હતો. આકાશ અર્ધા જેટલું ઘેરાઈ ચૂક્યું હતું.

થોડેક ગયો ને ભયાનક ત્રાટકા સાથે વરસાદ તૂટી પડ્યો. કોઈ ઓળખીતું મળે તો એની સામું પણ જોયા વિના દેવો એનો સંગાથ તરછોડીને આગળ ચાલ્યો જતો હતો. ક્યાંઈ ક્યાંઈ ઉબાટે પણ જાણી જોઈને અથવા અર્ધ ઘેલછામાં ચડી જતો.

એક ત્રિભેટા ઉપર રસ્તાથી સહેજ બાજુ પર કોઈ દેખે નહિ એમ બેસી રહ્યો; ઘેર જવાનું હોય જ નહિ એમ ચોંટી રહ્યો. કંઈ અણુસારો પામે કે એ આવી એ આવી કરી કૂદીને ઊભો થઈ જતો. અહીંથી એના ગામનો રસ્તો ફંટાતો હશે એમ કલ્પના કરી મેળાથી આવતી વાટ પર ટગર ટગર જોઈ રહ્યો. મનમાં થતું હતું કે લાવ પાછો જાઉં. પણ કોઈ સામું મળે ને પૂછે કે શું રહી ગયું પાછળ ભાઈ? મેળો ભૂલી આવ્યા કે લાડી? તો તો બળીને ખાખ જ થઈ જવાય ને! છતાં અત્યારે એના મનની સ્થિતિ વધારે સારી ન હતી. કોઈ સામું મળ્યું નહિ ત્યાં સુધી એ પાછો ચાલ્યો પણ ખરો.

પણ પેલી ગમ ઊગમણી મેરની હશે તો? તો અહીં આ રસ્તે શીદ આવે?......પણ તો તો સારું. એ ગમ આકાશ કોરું છે ને સુખે એ પાછી જશે......લાવ, તો આપણે જ ઊગમણે મલક જઈએ. પણ એમ ઓછું જવાય છે? જમીનજાયો ખેડુ જમીનમાં જ ઝાડની જેમ રોપાયેલો

છે. ઝાડથી કાંઈ હરાય ફરાય છે? ભલેને પછી કોઈ એને આવીને રોજ વેઆ જ કરતું હોય.

પેલા ટટ્ટુ કરતાં પણ પોતે જવાન-જોધ આદમી મોડો ઘેર પહોંચવાનો એમ યાદ આવતાં દેવો ઊઠ્યો. રઘવાયાની પેઠે રસ્તો જડ્યો ન જડ્યો તેની પરવા કર્યા વગર ચાલવા મંડ્યો. એ બેસી રહ્યો એટલી વાર વરસાદ કંઈ બેસી રહ્યો ન હતો. રસ્તાઓ નાના વહેળાની જેમ એના પગ આગળ આગળ દોડતા હતા.

ગામ આગમચની નદી આગળ આવીને ઊભો ત્યારે અંધારું ગાઢું જામી ગયું હતું. નદીના પ્રવાહનો પ્રચંડ અવાજ સંભળાતો હતો એટલું જ. પણ પોતાના હૈયામાં જે અંધકાર ફેલાયો હતો એની આડે દેવાને કાંઈ દેખાય એમ ન હતું. એના ઘટમાં જે ઘૂઘવાટ થતો હતો તે એને નદીના અવાજને સાંભળવા દે એમ ઓછો હતો? નાનો અમથો વહેળો ઓળંગવાનો હોય એમ થેપાડું (ધોતિયું) પણ ઊંચું લીધા વગર એ નદીમાં ઉતર્યો.

તણાવા માંડ્યો ત્યાં એને એકાએક અંતરમાં ટાઢક વળી. હાશ. એ જ એને જોઈતું હતું. મેળાની ને ઘરની વચ્ચે સૌ ભાઈબંધનું ભાઈબંધ મોત ખરી વખતે આશરો દેવા બેઠું હશે એની તો એને કલ્પના જ નહિ. ભલભલા ઘોડાપૂરમાંથી તણાતા જીવને બચાવી લાવનાર માછલાની પેઠે તરનારો દેવો લાકડાના હાથપગ હોય એવો થઈ રહ્યો.

પણ જીવવા ન જીવવાના નિર્ણયો એમ સાવ માણસની મોજ પર આધાર રાખી બેઠા છે ને?! દેવાને ખબર પણ ન રહી ને એના હાથપગ ક્યારના વિંઝાવા મંડી ગયા હતા. છતાં એ હતો તો બેધ્યાન જ. આ માથાબાંધ્યાનો કાળ

તણાઈ ગયો! છો ગયો. માથું હશે તો બાંધવો છે ને? હાથમાં એક બચકી હતી તે ય છો જતી. અથવા તો છોને રહેતી જ. ઘણું કરશે તો ડુબાડશે એ જ ને? તો તો સારું જ તો. છતાં હાથમાં ઊંચી પકડી પાણી બહાર રાખી એ. પાણી કાપતો હતો. જાણે એ આધારરૂપે તૂંબડી ન હોય.

સામે કિનારે જીવસમેત પહોંચ્યો ત્યારે પોતાની તરવાની આવડત પર ગાળો વરસાવવાની એને અનહદ ઇચ્છા હતી તો ય એટલા હોશ ન હતા. હાથમાંનો લુગડાનો ગોળો નીચે ફગાવી પત્થર પર ચત્તોપાટ પડ્યો.

જાગ્યો ત્યારે વાતાવરણમાં કંઈ ઝાઝો ફેર પડ્યો ન હતો. માત્ર, ગરીબીમાં જવલ્લે જ જોવામાં આવતા રૂપાનાણા જેવા ક્યાંક શ્રાવણી આકાશમાંથી કોઈ રડ્યો ખડ્યો તારો ડોકિયાં કરતો હતો. ઊઠીને બે ડગલાં ચાલતાં જ બેસી ગયો ને પેલો લુગડાનો ડૂચો માથા નીચે લગાવી લંબાવી ગયો. આવજો સવાર ઢૂકડી. પણ વળી કોણ જાણે ઊભો થઈને એમાંથી કંઈ ઓઢી શકાય એવું હોય તો બત્રીસી ખખડા-વવાનું બંધ કરી શકાય એવી આશાથી એને પડ્યા-પડ્યા જ એ હાથે વીંઅવા લાગ્યો. બે ચાર ઝાટકે કપડાના લીરાંમાંથી એની છાતી ઉપર ને આજુબાજુ પથરા પર કંઈક પડવાથી ખણખણ અવાજ થયો. બેઠો થઈ જઈને ચોમેર, જુએ છે તો આકાશના તારા ખરીને નીચે આવ્યા ન હોય એમ ધોળા સીક્કા વેરાયા હતા.

દેવાની ભ્રમિત મનોદશામાં પણ આટલું સમજાઈ ન શકે એવું તો હતું જ નહિ. એક ઝબકારે આજેનો આંખો ચે મેળો એની આગળ તરવરી રહ્યો.

જમીન પરથી, હાથમાં આવ્યા એટલા સીક્કા ઉપાડીને મૂઠ્ઠી વાળી બોલ્યો: વીરચનકાકા તારી આ જમગોળી. ટટ્ટુ પછાડે ભરાઈ જજે વેળાસર નહિ તો..........

બીજે શ્રાવણે એ જ તોત્તિંગ ચગડોળ આગળ સોનાંની પડખે અવાક્ ઊભી ઊભી અંબી શૂન્ય નજરે એને ચક્કર લેતો જોઈ રહી હતી.

ને દેવો ? રાજની તુરંગમાં, બનવાજોગ છે કે એ પણ, અત્યારે બળદને ઠેકાણે માણસોમાં જોતરાઈને ગોળ ગોળ ફરતો, રેંટની ગતિ તરફ જોતો જોતો પોરના મેળાની યાદ તાજી કરતો હશે.

( શ્રાવણ )

૧૯૮૬૪

ધી વિદ્યાવિજય પ્રિ. પ્રેસમાં મણીલાલ છગનલાલે છાપ્યું રતનપોળ, અમદાવાદ અને વોરા એન્ડ કું. પબ્લીશર્સ લી. માટે મનહરલાલ કે. વોરાએ પ્રસીદ્ધ કર્યું. ૮, રાઉંડ બીલ્ડીંગ, કાલબાદેવી, મુંબઈ.